

નરસિંહ મેહેતા કૃત

# પ્રભાત સંગ્રહ.



જલ કમળ તું છાંડ બાળા સ્વામી મારો જાગશે.

કીંમત છ આના.



આદિ કવિ

— નરસિંહ મેહેતાકૃત —

# પ્રભાત સંગ્રહ.

સંશોધક ને પ્રકાશક—

જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ

બુકસેલર એન્ડ પબ્લીસર્સ

ગવર્નમેન્ટ તાર ઑફીસ સામે-સુરત.

પ્રથમ આવૃત્તિ ] સર્વ હક્ક સ્વાધિન [ પ્રત ૧૦૦૦

સને ૧૯૨૧. ] [ સંવત ૧૯૭૭.

કીં૦ છ આના.




## ગુજરાતી ગાયનમાળા.

| | |
|---|---|
| પ્રથમ ખણ્ડ (આવૃત્તિ ૨જી) | ૦–૧–૦ |
| દ્વિતીય ,, | ૦–૧–૦ |
| તૃત્રિય ,, | ૦–૧–૦ |
| લાલ દીવો અથવા ભાગ્યહિન ભીખારણ (સચિત્ર) | ૦–૧–૦ |
| ગુજરાતી ગઝલ સાગર આવૃત્તિ બીજી છપાય છે. સચિત્ર | ૦–૧૨–૦ |
| હિન્દ-કીર્તન (સચિત્ર) | ૦–૫–૦ |
| ગજરામારૂની વાર્તા | ૦–૧૨–૦ |
| સ્વરાજ્ય-કીર્તન | ૦–૨–૦ |
| મનરંજન રસિક ગાયનસંગ્રહ | ૦–૪–૦ |
| મધુસુદન એક અપૂર્વ નવલકથા | ૨–૦–૦ |
| રણજીત અને કુસુમ નવિન સમાજીક નવલકથા | ૨–૦–૦ |
| ચતુર સુંદર સ્ત્રી વિલાસ અથવા મનહર સરળ ગરબાવળી (સચિત્ર) | ૧–૦–૦ |

## હવે પછી છપાતા પુસ્તકો.

વીસમી સદી કાવ્યમાળા
ઓખાહરણ સચિત્ર
વીરાંગનાની વિભુતી ઐતિહાસીક
(સચિત્ર નવલકથા)
હિન્દી ગાયનમાળા પ્રથમ હિસ્સા

### સ્કુલ ઉપયોગી,

પહેલી ચોપડીના અર્થ
પહેલા ધોરણની નોટ
બીજી ચોપડીના અર્થ
બીજા ધોરણની નોટ
ત્રીજી ચોપડીના અર્થ } છપાય છે,
ત્રીજા ધોરણની નોટ }

એ સિવાય શાળામાં ચાલતી બુકો નકશાઓ શાહી પેન પેન્સીલ રબર કાગળ એકસસાઈઝ બુકો વીગેરે મળશે.

નરસિંહ મેહેતાકૃત

# પ્રભાત સંગ્રહ

૧

અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રીહરી, જૂજવે રૂપે અનંત ભાસે.
દેહમાં દેવ તું, તેજમાં તત્વ તું, શુન્યમાં શબ્દ થઇ વેદ વાસે. ટેક.
પવન તું પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે,
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એજ આશે:
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડલ વિષે ભેદ નોહોય;
ઘાટ ઘડિયા પછી, નામરૂપ જુજવાં, અંત્યે તો હેમનું હેમ હોય.અ૦
ગ્રંથ ગડબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે:
મન કર્મ વચનથી, આપમાની લહે, સત્ય છે એજ મન એમ સૂઝે.અ૦
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એ જ પાસે;
ભણે નરસૈંયો એ, મનતણી શોધના, પ્રિત કરૂં પ્રેમથી પ્રગટ થાસે.અ૦

૨

સમરને શ્રીહરી, મેલ્ય મમતા પરી, જોને વિચારીને મૂળ તારૂં;
તું અલ્યા કોણને, કોને વળગી રહ્યો, વગર સમજે કહે મ્હારૂં મ્હારૂં.સ૦
દેહ તારી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે;
દેહ સંબંધ તજે, નવનવા બહુ થશે, પુત્ર કલત્ર પરિવાર વહાવે સ૦
ધનતણું ધ્યાન તું, અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી;
પાસે છે પિયુ અલ્યા, કેમ ગયો વિસરી, હાથથી બાજીગઇ થયોરે ખોટી સ૦
ભરનિંદ્રા ભર્યો, રૂંધી ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણી કાંન જાગે;
ન જાગતાં નરસૈયાં, લાજછે અતિઘણી, જન્મોજન્મ તારી ખાંત ભાગે. સ૦

૩

ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ, જેથકી જન્મનાં દુઃખ જાયે;
અવર ધંધો કરે, અરથ કાંઇ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વહાયે, ધ્યા૦
સકળ કલ્યાણ, શ્રીકૃષ્ણનાં ચરણમાં, શરણ આવે સુખ પાર હોયે;
અવર વેપાર તું, મેહેલ્ય મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મ્હોયે. ધ્યા૦
પટક માયા પરી, અટક ચરણે હરિ, વટકય મા વાત સુણતાંજ સાચી;
આશનું ભવન, આકાશ સુધી રચ્યું. મૂઢ એ મૂળથી ભીંત કાચી ધ્યા૦
અંગ જોબન ગયું, પલિત પિંજર થયું, તોય નથી લ્હેતો શ્રીકૃષ્ણ કહેવું;
ચેતરે ચેત, દિન ચાર છે લાભના, લીંબુ લ્હેકાવતાં રાજ લેવું ધ્યા૦
સરસગુણ હરિતણાં, જે જને અનુસરયા તેતણા સુજશ તો જગત બોલે;
નરસૈંયા રંકને, પ્રીત પ્રભુશું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે ધ્યા૦

૪

જે ગમે જગતગુરૂદેવ જગદિશને, તેતણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો, અર્થ કાંઇ નવસરે, ઉગરે એક ઉદ્વેગ ધરવો ટેક.
હું કરૂં હું કરૂં, એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે, સર્વ એણીપેરે જોગી જોગેશ્વરા કોઇક જાણે જે૦
નિપજે નરથી તો, કોઇ ન રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાયનેરંક કોઇ દ્રષ્ટે આવે, નહીં ભવનપર ભવનપર છત્ર દાખે જે૦
ઋતુ લતા પત્ર ફળ ફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું, તેહને તે સમે તેજ પોહોંચે જે૦
સુખ સંસારિ, મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કરજોડીકરી, નરસૈંયો એમકહે, જન્મપ્રતિ જન્મ હરિનેજ જાચું. જે૦

૫

ઉઠ ઉતાવળો, ચાહ્યને વિઠ્ઠલા, ગોવિંદ ગાયને વચ્છ ધાવે;
જાગને જાદવા જનની જશોદાવદે, કહાન કાં ઘણી તને નિદ્રા આવે. ઉઠ૦
દંતધાવન કરો, આળસ પરહરો, રજની તિમિર ગયું પોહો ફાટયું;
કરચલો કરને, શે ન શીરાવતો, દહિંરે દામોદરા થાય ખાટું, ઉઠ૦
બારણા બહાર બળિભદ્ર ઉભા રહ્યા, જોરે વહાલા તારી વાટ જોયે;
નરસૈંના સ્વામિનું મૂખડું દિઠડે, માતાનું મનડું અતિરે મોહે ઉઠ૦

૬

રાત રહે જાહેર પાછલી ખટ ઘડી, સાધુ પુરૂષને સુઇ ન રહેવું;
નિંદ્રાને પરહરી સમરવા શ્રીહરી, એક તું એક તું એમ કહેવું.
જોગિયા હોય તેણે જોગ સંભાળવા, ભોગિયા હોય તેણે ભોગ તજવા. રા૦
સુકવિ હોય તેણે સદગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારિયે કંથને પૂછવું, કંથ કહે તે તો [illegible] ધરવું રા૦
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈંના સ્વામિને સ્નેહથી સમરતાં, ફરી નવ અવતરે નર ને નારી રા૦

૭

જાગને જાદવા કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ઘેનમાં કુણ જાશે ?
ત્રણસેં ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળિયો કુણ થાશે! જા૦
દહિંતણાં દૈથરાં ઘી તણાં ઘેવરાં, કઢિયલ દૂધ તે કુણ પીશે ?
હરિ તારો હાથિયો કાળિનાગ નાથિયો, ભૂમિનો ભાર તે કુણ લેશે! જા૦
જમુનાને તીરે ગૈધણ ચરાવતાં, મધુરીશી મોરલી કુણ વહાશે ?
ભણે નરસૈંયો તારા ગુણ ગાઇ રીઝિયે, બુડતાં બાંહેડી કુણ સહાશે! જા૦

૮

કૃષ્ણ કિર્તન વિના નર સદા સૂતકી, વિમઝી કીધે વપૂ શુદ્ધ ન થાયે;
સકળ તીરથ શ્રીકૃષ્ણ કીર્તન કથા, હરિતણા દાસ જેને હેતે ગાયે. કૃ૦
પૂર્ણ પુરૂષોત્તમ નવલ રંગી તજી, અન્ય દેવે જેનું મન મોહે;
કોટી ચિંતામણી કામધેનુ તજી, મહિષિના પુત્રનું દૂધ દોહે. કૃ૦કે
ગર્ગ જોશી જશ ગાય જેનો સદા, નારદ નામ મુખથી ન મૂ:
તે બ્રહ્મ દ્વાર આવીને ઉભા રહ્યા, ગોપિકા મૂખ જોવાને દૂકે. કૃ૦
અજ ભવ સુરપતિ સ્વપ્ને પેખે નહિ, નેતિ નેતિ કહી નિગમ વામે:
નરસૈંયો રંક જશ ગાઇને રિઝવે, સહસ્ત્ર મુખે શેપ પાર ન પામે; કૃ૦

૯

સાધુ સાચે ભજો ચરણ ગોવિંદના, માનવી દેહ તે તત્વ કહિએ;
કૃષ્ણ કહો, કૃષ્ણ વળિ વળિ કૃષ્ણ કહોકૃષ્ણ કહેતાં સઉ સુખ લહિયે—સાધુ
કૃષ્ણ સેવા તણી અમર ઇચ્છા કરે, મૂઢમતિ માનવી કાંઇ ન જાણે;
કૃષ્ણનું નામ રખે હ્રદયથી વિસરે, ધન્યમાં ધન્ય કૃષ્ણજ પ્રમાણે—સાધુ
જેને જોવા મહા મુનિજન વન ભમે, તે વિઠ્ઠલો વનમાં ગાયું ચારે:
ભણે નરસૈંયો જે ચતુર નર તે ખરો, અહરનિશ કૃષ્ણ શ્રીકૃષ્ણ ધારે—સાધુ

૧૦

હરિ હરિ રટણ કર કઠણ કળિકાળમાં, દામ બેસે નહીં કામ સરશે:
ભક્ત આધીન છે, સ્યામસુંદર સદા, તે તારાં કારજ સિદ્ધ કરશે. હરિ૦
અલ્પ સુખ સારૂ શું મૂઢ ફુલ્યો ફરે, શીશપર કાળ રહ્યો દંત કરડે.
પામર સૌ પલકની ખબર તુજને નહીં, મૂઢ શું જોઇને મૂછ મરડે હરિ૦

પ્રૌઢ પાપે કરી બુધ્ધિ પાછી ફરી. પરહરી થડ શું ડાળે વળગ્યો;
પ્રભુને ઇર્પા છે નહીં જીવપર, આપણે અવગુણે રહયો અળગો. હરિ.
પરપંચ પરહરો સાર હૃદિએ ધરો, ઉચરો હરિ મુખે અચળ વાણી;
નરસૈંયા હરિતણી ભકિત ભૂલીશ મા, ભકિત વિના બિજું ધૂળધાણી-હરિ

૧૧

બાપજી પાપ મેં કવણ કીધાં હશે, નામ લેતાં તારૂં નિદ્રા આવે;
ઉંઘ આલસ્ય આહાર મેં આદર્યાં, લાભવિના લવ કરવી મંન ભાવે—બા.
દિન પુંઠે દિન તો વહી જાય છે, દુરમતિનાં મેં ભર્યાં રે ડાલાં;
ભકિત ભુતલ વિષે નવ કરી તાહરી, ખાંડયાં સંસારનાં થોથાં ઠાલાં—બા.
દેહ છે જૂઠડી કરમ છે જૂઠડાં, ભીડભંજન તારૂં નામ સાચું:
ફરિ ફરી વરણવું શ્રીહરિ તુજને, પતિત પાવન તારૂં નામ જાચું—બા.
તારી કરૂણા વિના કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું બળ ન ફાવે;
નરસૈંયા રંકને જંખના તાહરી, હેડ બેડી ભાગો શરણ આવે—બાપ૦

૧૨

તારા દાસના દાસની નિત્ય સંગત વિના, ભ્રષ્ટ થાય ભૂધરા મન મારૂં;
દુષ્ટની સંગતે, દુષ્ટ મતિ ઉપજે, શ્રવણ કીર્તન નવ થાય તારૂં.તા૦
પૂર્ણ વિષપાનથી દુરિજન દોહેલા, વિષ પીધું તન તેનું મરશે;
તુજથકી વેગળા તેહની સંગતે, જન્મ કોટી તણાં સુકૃત હરશે. તા૦
અમૃતની ઉપમા સાધુને નવ ઘટે, રાહુની દુષ્ટતા ન ટાળી તેણે;
પ્રહલાદ નારદે ગર્ભસંગત કરી, વશ કર્યા વૈકુંઠનાથ જેણે. તા૦
ચતુરધા મુકિત છે જૂજવી જૂકિતની તાહરા તે તેહને નવ રાચે;
એહુ કરજોડીને નરસૈંયો વીનવે, જન્મો જંનમ તારી ભકિત જાચે. તા૦

૧૩

સારમાં સાર અવતાર અબળા તણો, જે ભજે બળિભદ્ર વીર રીઝે;
પુરૂષપુરૂષાતન શું કરૂં હે સખી, જેથી નહિ માહરૂં કાજ સીજે. સાર.
મુક્તિ પર્યન્ત તો પ્રાપ્તિ છે પુરૂષને, સત્ય જો સેવક ભાવ રાખે;
રસભર્યું રૂસણું નાથ નોહરા કરે. તે નહીં નારી અવતાર પાખે. સાર
ઇંદ્ર આદિક અજ ઇશને મહામુનિ, ગોપિકા ચરણ રજ તેહ વંદે;
ગોપિથી આપનું અધમપણું લેખવે નરપણું નવ રૂચે આપ નંદે. સાર.
નેહ વેદાંત ઉપનિષદો ખટ મળી. જે મથીને રસ પ્રગટ કીધો;
તે રસ ભાગ્યનિધિ ભામની ભોગવે, અહોનિશ અનુભવ સંગ લીધો સ.ર.
સ્વપ્ન સાચું કરે ગિરિધર શામળો, પ્રણમું હું પ્રાણપતિ પાણ જોડી.
પંથનું જેમ પશુ પુંઠગ વળગ્યું ફરે, નરસૈંયના નાથજી નાથ તોડી સાર.

૧૪

પ્રેમરસ પાને તું મોરના પીછધર, તત્વનું ટુંપણું તુચ્છ લાગે;
દુબળા ઢોરનું કૂશકે મન ચળે, ચતુરધા મુક્તિ તેઓ ન માગે—પ્રેમ૦
પ્રેમની વાત પરીક્ષિત પ્રિછયો નહીં, શુકજીએ સમજી રસ સંતાડયો;
જ્ઞાન વૈરાગ્ય કરિ ગ્રંથ પૂરો કર્યો. મુક્તિનો માર્ગ સીધો દેખાડયો—પ્રેમ
મારીને મુક્તિ આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિજ્ઞાની બહુ મુનિરે જોગી;
પ્રેમને જોગ તો વ્રજતણી ગોપીકા, અવર વિરલા કોઇ ભક્ત ભોગી—પ્રે૦
પ્રેતને મુક્તિ તો, પરમ વલ્લભ સદા, હેતુના જીવ તે હેતુ પૂંડે;
જન્મે જન્મ લીલારસ ગાવતાં લહાણુનાં વહાણ જેમ દ્વાર છૂટે—પ્રે૦
મેં ગ્રહ્યો હાથ ગોપિનાથ ગરવા તણો, અવર બીજું કાંઇયે ન ભાવે;
નરસૈંયે મહાગતી ગાય છે ગુણ કથી જતિસતિને તો સ્વપ્ને ન આવે—પ્રે.

૧૫

ધ્યાન ધર ધ્યાન ધર નંદના કુંવરનું, જે થકી અખિલઆનંદ પામે;
અષ્ટમહાસિધ્ધિ તે દ્વાર ઉભી રહે, દેહનાં દુકૃત તે દૂર વામે ધ્યા૦
મોરના પીંછનો મુગટ મસ્તક ધરે, કુંડળ મકરાકૃત શ્રવણ લળકે;
નીલવટ તિલક તો સુભગ કેશર તણું, કંઠ મુકતાફળ હાર ઢળકે ધ્યા૦
પીતાંબર પલવટ કટિતટ રૂચિર છે, લલિત ત્રિભંગી વાહાલે વેણુ વાયે
કદમનાં દ્રુમતળે રાધિકા રસ ભરી, હરજીને સંગ આલાપિ ગાયે ધ્યા૦
મોરલીની ધ્રુની રૂણી વનિતા વ્યાકુળ થઇ, ગોપિકા કેરડાં વૃંદ આવે;
નરસૈંયાને મન આનંદ અતિ ઘણો, પુષ્પમુકતાફળ લેઇ વધાવે ધ્યા૦

૧૬

ધ્યાન ધર ધ્યાન ધર નેત્રમાં નાથ છે, અંતર ભાળની એક સુરતી;
દેહીમાં દરસશે પ્રેમથી પરસશે અજબ અનોપમ અધર સુરતી ધ્યા૦
મોરલીના નાદમાં શ્રવણના સાદમાં, ઝાંઝરી ઝાલરી ડમક વાજે;
તાલ મૃદંગને ઉપમા ઘણી, ભેરીનો નાદ બ્રહ્માંડ ગાજે–ધ્યાન૦
મન પરસન થશે કરયાં કર્મ નાસશે. ભાસશે બ્રહ્મ વ્રજ વંન વેલી;
કુંજલલિત માંહે શ્રીકૃષ્ણ લીલા કરે, નિરખની નૌતમ નિત્ય કેલી ધ્યા૦
સુરતસંગ્રામમાં વિલસે રંગમાં દરસશે દેહીનું માન મરતાં;
નરસૈંયાના સ્વામી સર્વ સુખ આપશે, દુકિત કાપશે ધ્યાન ધરતાં ધ્યા૦

૧૭

હરિ તણું હેત તને કયમ ગયું વીસરી, પશુએ ફેડીને નરરૂપ કીધું;
હાડને ચેડ કરિ સહુ તને હાંકતું, આજ વધારીને માન દીધું. હરી૦
ખાચીનું ગાળિયું, કંઠથી ટાળિયું, નેત્રના પાટા શ્રીનાથે છોડયા;
તે તણાં ચરણને નવ ભજયો કૃતઘ્ની, તેં ન ગુણ પાડના હાથ જોડયા-હ

પગ ઠોકી કરી માગતો મૂઢ મતિ, ઘાસ પાણી કરી શબ્દ ઝીણા;
આજ ગોવિંદ ગુણ ગાઇને નાંચતાં, લાજ આવે તને કર્મહીણા-હરી૦
લાંબીશી ડોકને ક્રોધ આવતો, ઊંટ જાણી ઘણો ભાર લાદે;
આજ અમૃત જમે, હરખે હળવો ભમે, વૈકુંઠનાથને ન્વ આરાધે-હરી૦
પીઠ અંબાડી ને અંકુશ માર સહી, રેણુ ઉડાડતો ધરણી હેડો;
આજ ચુવા ચંદન આભ્રણ અંગ ધરી, વેગે જાયછે તું વેલે બેડો-હરી૦
અન્ન ને વસ્ત્ર ને ભૂષણ સર્વ જે, તેહનો તુજને હતો ઉધારો;
નરસૈંયાચા સ્વામિએ સર્વ સારૂં કર્યું, તે પ્રભુને તમે કાં વિસારો-હરી૦

૧૮

નીરખને ગગનમાં કોણ ધુમી રહ્યો, તેજ તું તેજ તું શબ્દ બોલે;
શ્યામના ચરણમાં ઇચ્છું છું મરણરે, અહીંયા કોઇ નથી કૃષ્ણ તોલે.-ની૦
શ્યામ શોભા ઘણી બુદ્ધિના શકે કળી, અનંત ઓચ્છવમાં પંથ ભૂલી;
જડને ચૈતન રસ કરી જાણજો, પકડી પ્રેમે સજીવન મૂળી.-ની૦
ઝળહલ જ્યોત ઉદ્યોત રવિ કોટમાં, હેમની કોર જ્યાં નીસરે તોલે,
સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે, સોનાનાં પારણાં માંહી ઝૂલે.-ની૦
બત્તિ વિણ તેલ વિણ, સૂત્ર વિણ જે વળી, અચળ ઝળકે સદા અનળદીવો;
નેત્ર વિણુ નિરખવો રૂપ વિણ પરખવો વણ જિવ્હાએ રસ સરસ પીવો-ની.
અકળ અવિનાશી એ નવજ જાએ કળ્યો, અરધ ઉરધની માંહે મહાલે;
નરસૈંયા ચો સ્વામિ સકળ વ્યાપિ રહ્યો, પ્રેમના તંતમાં સંત ઝાલે-ની.

૧૯

શા સુખે સૂતો સંભાર શ્રીનાથને હાથ તે હરિ વિના કોણ સ્હાયે;
તાતને માત સુત ભ્રાત ટોળે મળ્યા, દોહલી વેળા સહુ દૂર જાયે-શા.

ઉંધે મસ્તક હતો ઉગ્ર તપ આચરી, ભકિત કીધી ભગવાન કેરી;
અવતરી પાશ બંધાયો માયા તણે, લંપટી બાલપે લીધો ઘેરી.–શા.
દિવસે ચોદશ ભમ્યો. રાત નિંદ્રા વિષે, સ્વપ્નમાં સાંભરે મોહટી માયા;
પલક પરવાર નહિ, હરિને ભજવાતણો, જ્યાં લગી જીવ સંજોગ કાયા–શા.
ધન ધામે કરી મોહિ, રહ્યો લોભિયા, વેદના વીસરી ગર્ભ કેરી;
નાથ ત્રિલોકના હરિ ન સંભારિયા જાહરે રાખ્યો તો જઠરામાં ઘેરી.–શા
જાગરે જીવડા. વાજ આવ્યો ઘણું, કેટલોએક પ્રતિબોધ દીજે;
નરસૈંયાના સ્વામિને નિત્ય સંભારતા, દેહનાં દુકૃત દૂર કીજે.–શા૦

૨૦

જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રુપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. ટેક.
પંચમહાભૂત પરિબ્રહ્મ વિષે ઉપન્યાં, અણું અણુમાહિ રહ્યાં રે વળગી;
ફૂલને ફળ તે તો વૃક્ષનાં જાણવાં થડથકી ડાળ તે નહિ રે અળગી.–જા
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડળ વિષે ભેદ નોયે;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે.–જા૦
જીવને શીવતો આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈંયો એ, તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઇ સંત સીધ્યા–જા.

૨૧

જ્યાં લગી આતમા તત્વ ચિંન્યો નહીં, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષ દેહ તારો, એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી–જ્યાં.
શું થયું સ્નાન સેવાને પૂજાથકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરિ જટા ભસ્મ લેપન કરે, શું થયું વાળલોચન કીધે જ્યાં.

શું થયું તપ ને તિર્થ કીધાથકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલકને તુળસી ધાર્યા થકી, શું થયું ગંગજળ પાન કીધે-જ્યાં
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગને રંગ જાણે;
શું થયું ખટદર્શન સેવાથકી, શું થયું વરણના ભેદ આણે.-જ્યાં.
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો કે તત્વદરશન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો-જ્યાં.

૨૨

રઝળતી રાંડના રડવડતાં છોકરાં, કોણ શિક્ષા દઇ ઠોર આણે;
અંધ ગુરૂએ વળી નિરંધ ચેલા કર્યાં, બ્રહ્મની વાત તે શું રે જાણે.-૨૦ ૧
ભરમે ભૂલા ફરે આનંદે આથડે, પુર્ણ બ્રહ્મ પોતે ન જાણે;
સ્વપ્નાનું સુખ સાચું કરી લેખવે, પાસેથી પ્રભુને દૂર વખાણે-૨૦ ૨
મૂરખ મમતા કરે ભૂતળ ભમતા ફરે, જોને રીજાય તે કર્મ કાંડે;
શ્રીમંતનું સુખ નિર્ધનને ન મળે, વાદ કરે ને વિષે વખાણે.-૨૦ ૩
નિરગુણ નાથને નરખી તે નવ શકે સિરગુણને સરતે ન જાણે;
ચેતન નીંદા કરે જડની વંદના કરે, અચેત ભૂલ્યો ફરે ભિન્ન ભાવ આણે-૨૦ ૪
અગમ ગુરૂથકી નિગમ શિષ્ય નીપન્યા, તે બ્રહ્મની વાતનો ભેદ જાણે;
પાસેથી અન્ય અળગો રે દેખો નહિ; નરસૈંયો પાસુ તે કોણ તાણે-૨૦ ૫

૨૩

એક તું એક તું એમ સૌ કો રટવે, કોણ હું તે નહિ કો વિચારે;
ક્યાં હું ક્યાં થકી આવીયો જગ વિષે, જઇશ ક્યાં છુટશે દેહ ત્યારે-એક૦
પ્રતિદિને જોડ કરે જઇ હરી માંગતો, ઇશ તું સાહ્ય થાજે સદા રે;
તોય પણ દુઃખ તો લેશ ટળતું નથી, થાકતો નથી તું કદા રે.-એક૦

કોઇ તો ઉદધી ગગનમાં તાકતા, ભાગતા જોઉં હું નમ્ર વાણી,
કોણ હું કોની કને માગુ શા હક થકી, તે નથી જાણતા મૂર્ખ પ્રાણી—એક૦
એમ કરતા કદી લાભ જો પામીયો, તો કહે હરિતણી સહાય થઇરે;
કામ કથળ્યા થકી ભવિષ્યને ભાંડતો, પૂર્વના કર્મનું નામ લેઇનેરે—એક૦
પૂર્વના કર્મ જો હરિ ભજે નવ ટળે, તો કહો કોણ તે કામ કરશે;
સત્ય સમજી કદી પરમ પદ પરખશે, ભવ ભય ભ્રમને તેજ હરશે—એક૦
આકના વૃક્ષથી અમૃત ફળ તોડવા. મૂર્ખો જો કદી આશ ધરશે;
શ્રમ વૃથા તેહનો તો જાય જગવિષે, જ્ઞાન હીનો સદા તેજ ઠરશે—એક૦
જીવ ઇશ્વર અને બ્રહ્મના ભેદમાં, સત્ય વસ્તુ નહિ સઘ જડશે;
હું અને તું પણું તજીશ નરસૈંયા તો, ગુરૂ તને હર્ષથી પાર પાડશે—એક.

૨૪

રાખ્ય ભવસિંધુમાં અતિશે મહા ભય થકી, નામ નારાયણ નાવ મેહેલી:
ઘોર ભવસિંધુની વેરની રેલમાં, મેહેરના પવનને મહેલ ઠેલી.
વિષય તૃષ્ણા પરો મહિ મન ના ધરો, હું ને મ્હારૂં જકત તેમાં બૂડો;
તું થકી વેગળા આસુરીમાં ભળ્યા, શરણ આવ્ય તે તો અખંડ ચૂડો ૨
સુખડું અલ્પને દુઃખ સાગર જશું, જનમીયો જંતુ તે જન્મ રોગી;
એક નિશ્ચે તહારા નામને આશરે, રેહ કોય જે વીરલો તે જ ભોગી ૩
કલે દશ વીસના તાપ નિવારવા, મંગલ શ્રી કૃષ્ણજીનું નામ જાણો;
બેઉ કરજોડી નરસૈંયો વિનવે, ભવજળ બૂડતાં બાંહ તાણો. ૪

૨૫

જેને દ્વારે બ્રહ્મા દિનગત કરતા, સમજ મૂઢ તું માન ધિકાર લાજે;
શ્રીકૃષ્ણ ચરિત્ર તે પતિત પાવન સદા, જેનું કોટી બ્રહ્માંડમાં નામ ગાજે.૧

ચાર વેદ જે જસ મુખ ઓચરે, સરસ્વતી પ્રેમે આલાપી પદ ગાયે
સુક સનકાદિક વ્યાસ મુનિ દુર્લભ, નારદ તુંબરૂં તાલ વાહે. ૨;
તેની કિર્તી કરતાં જુગ વહી ગયા, જાણીએ રસ નીરસ ન હોયે;
નરસૈંયાચા સ્વામિ નર મોક્ષદાતા સદા, શ્રીકૃષ્ણ સમો કોઈ દેવ નોય. ૩

૨૬

(દેવા) આદ્ય તું મધ્ય તું, અંત્ય તું ત્રિકમાં એક તું એક તું એક પોતે
અખિલચો બ્રહ્મ બ્રહ્માદિક નવ લહે, ભુરચા માનવી અન્ય ગોતે.—દેવા૦
રવિ શશિ કોટિ નખ ચંદ્રિકામાં વસે, દૃષ્ટિ પહોંચે નહીં ખોજ ખોળે
અર્ક ઉદ્યોત જયમ તિમિર ભાસે નહીં, નેતિ નેતિ કહી નિગમ ડોળે દેવા૦
કોટી બ્રહ્માંડના ઇશ ધરણીધરા, કોટિ બ્રહ્માંડ એક રોમ જેનું,
મર્મ સમજ્યા વિના ભર્મ ભાગે નહિ, સગુણ સ્વરૂપ નિર્ગુણ એનું-દેવા
એ નથી એકલો વિશ્વથી વેગળો, સર્વ વ્યાપિક છે શકિત સ્તુત્ય જેની,
અખિલ શિવ આદ્ય આનંદમય કૃષ્ણજી, સુંદરી રાધિકા ભકિત તેની-દેવા
વેદની વાદનો ભેદ લાધે નહિ, તેનું હારદ તે કોક જાણે,
શિવ સનકાદિક દેવમુનિ નારદ, પુરણ બ્રહ્મનું ધ્યાન આણે -દેવા૦
તે પૂર્ણ પુરૂષોત્તમ પ્રેમદાશું રમે, ભાવે શું ભામની અંક લાધો.
જે રસ વ્રજતણી નાર વિલસે સદા, સખા રૂપે તે નરસૈંયે પાધો.—દેવા૦

૨૭

પુરૂં ના પડે નાથજી તમારી કૃપા વિના, એક આણું ત્યારે અનેક ખૂટે,
પાપ દૃષ્ટે કરી દ્રવ્ય સંચય મલી, અગ્નિ દગ્ધે કે રાય ચોર લૂંટે-પુરૂ૦
મનતણા મનસુબા મનમાં રહી ગયા, સાત સાંધું ત્યારે તેર તુટે,
નરસૈંયાના સ્વામિ તમારી કૃપા વિના, રંક મનાવું ત્યારે રાય રૂઠે-પુરૂ૦

૨૮

જુવાનીને દહાડેરે હરિને જાણ્યા નહીરે, મોહયું પરદારા સાથે મંન;
કાંઇક તે મોહયોરે કામિનીના કલ્પમાંરે, કાંઇએક જોડવા ધાયો ધંન-જુ
પચીસ ને પચાસરે પરપંચમાં ગયારે, દોહિલા આવ્યા સાઠ વર્ષના દંન;
સિત્તેરને સૂધીરે કાંઇ સમજયો નહિરે, પછે ચાલ્યો સાધન કરવા વંન-જુ.
આંખડીએ ન સુઝેરે ગળે બહુ નાસિકારે, ઓાલે તેતો સંભળાય નહિ કરણ
માયાતો ન મુકેરે તૂટે નહિ તૃષ્ણારે, ઓળખાયા નહીં અશરણ શરણ-જુ;
હાથમાં લાકડીરે ચરણુ ચાલે નહરે, તૂટીને શિથિલ થયું છે તંન;
મુખ માંહી દંતરે એકે દીસે નહીંરે. તોયે પાપીયું ઉદર માગે અન્ન-જુ.
ભાગ્ય જેનું ભલુંરે આ અવસરને ઓળખ્યોરે તેતો પ્રાણી કેહેવાયે હરિનાજન
નરસૈંયાના સ્વામિનેરે સુખમાં સંભારજોરે,જો હોયે પેલા ભવનું પુન્ય-જુ

૨૯

દુરમતિયાં ડાહ્યા થઇ આવે, શાણા થઇ સમજાવે રે;
પ્રેમભકિતમાં ભંગ પડાવે, અજ્ઞાન આગળ લાવેરે-દૂર૦ ૧
આપણા કુળમાં કોઇએ ન કીધું, તે આપણુ કેમ કરીયેરે;
વેરાગી થઇ નાટક નાચીયે, તુલસી તિલક કેમ ધરીયેરે-દૂર૦ ૨
જેવા તેવા હોયે તે હરિગુણ ગાયે, તે આપણ કેમ ગાઇયેરે;
કૃષ્ણ નામની કથા થાય જ્યાં, ત્યાં આપણુ નવ જાઇયેર-દૂર૦ ૩
આપ કલેશને ક્રોધનાં ભરીયાં સઘળાંને ઉધું સમજાવેરે;
જમંકિંકરના મારજ પડશે, ત્યારે આડે કોઇ નહિ આવેરે.-દૂર૦ ૪
કુળને તજશે ને હરિને ભજશે, સેહેશે સંસારનું મહેણુંરે
ભણે નરસૈંયો હરિ તેને મળશે, બીજી વાતે વાહશે વાંહણુરે.-દૂર૦ ૫

૩૦

સાંભળ સહિયર સુરત ધરીને, આજ અનોપમ દીઠો રે;
જે દીઠો તે જોવા સરખો, અમૃતપેં અતિ મીઠો રે—સંભળ૦
દષ્ટે ન આવે નિગમ જગાવે, વાણી રહિત વિચારોરે;
સત્ય અનંતજ જેહેને કહીએ, તે નવધાથી ન્યારોરે—સાંભળ૦
નવધામાં તો નહીં, નરવેડો, દશધામાં દેખાશેરે;
અચવો રસ છે એહેની પાસે, તે પ્રેમી જનની પાશેરે.—સાંભળ૦
અદ્વૈત બ્રહ્મ અનોપમ લીલા, અસંખ્ય જુગનો એહેવોરે;
જોગ જગન જપ તપ મુનિ દુર્લભ, માને તેવો મેવોરે—સંભળ૦
જ્યાં લગી જયમ છે ત્યમનો ત્યમ છે, વધે ઘટે નહીં વહાલોરે;
આવે ના જાએ જાએ ના આવે, નહીં ભર્યો નહીં ઠાલોરે—સાંભળ૦
પૂર્ણાનંદ પોતે પુરુષોત્તમ, પરમ ગત છે એનીરે;
એ પદ ક્ષર અક્ષરની ઉપર, તમે જો જો ચિત્તમાં ચેતીરે.—સાંભળ૦
હું તું મટશે દુગ્ધા ટળશે, નિરખે થાશો નરખીરે;
ભલે મળ્યો નરસૈંયાચો સ્વામિ, હું હૈડામાં હરખીરે.—સાંભળ૦

# સુદામા ને તેની આનો સંવાદ

## ૩૧

જદુપતિ નાથ તે મિત્ર છે તમ તણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રિત પૂરવતણી હેત ધરશે હરિ, મનના મનોરથ સફળ થાશે–જદુપતિ૰
ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ, અન્નને વસ્ત્રથી રહે છે ઊણા;
નિરધન સરજિયાં પુણ્ય કીધા વિના,કર્મના દોષ આવી પૂગ્યા.–જદુપતિ૰
જદુપતિ જાદવો ભક્તિવશ માધવો, કરશે કરૂણા પ્રભુ દીન જાણી;
ગોમતી સ્નાનથી કોટી અઘ નાશશે, નિર્ખતાં કૃષ્ણને પ્રેમ આણી.–જદુ૰
કૃષ્ણને હળીમળી શીઘ્ર આવો વળી જાણશે દુઃખ અંતરજામી;
વિનતિ મનમાં ધરો આળસ પરહરો, સહાય થાશે નરસૈંનો સ્વામી–જદુ૰

## ૩૨

સાંભળો ભામિની કાન ધરિ કામિની કવણ કહાતું હું કૃપણ પાપી;
ત્રિભુવન નથ તે મહિપતી માધવો કેમ બોલાય ત્યાં વાત ચાપી.–સાં.
દિવસ ઝાઝા થયા બાલપણને ગયા નરપતિ નવ પ્રીછે પ્રીત જુની;
દૂર્બલ રંક હું ભિક્ષુક બાપડો નવ લહું ચોકશી ખોટી ચુની—સાંભ.
ઉગ્રસેન અક્રુર ઓદ્ધવ છે ત્યહાં બળિભદ્રને અનિરૂદ્ધ પાસે;
કોટી જોદ્ધા જયહાં ઉભે! રહીશ ક્યાં કોણ આવી મ્હારો હાથ સહાશે-સાં.
જડિત રત્નોમણિ કાંતિ ભાસે ઘણી તિમિર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું વેણ વદતો થકું ધમણ ધમતો રહું શ્વાસોશ્વાસે–સા.
મૌન બેસી રહો સુખદુઃખ સઉ સહો ભોગવો કર્મ જે ભાગ્ય ચોંટયું
દુરિજન લોક તે છોને લવતાં રહે નરસૈંના સ્વામીનું બિરદ મોટું–સાં.

૩૩

સ્વામી સાચું કહ્યું, બોલવું નવ રહ્યું કંથનાં વચન તે વેદ વાણી;
ભવતણું નાવ તે, ભક્તિ ભુધરતણી તેહ હું પ્રીછવું સ્નેહ આણી-સ્વા.
નથિ હરિ વેગળા ભક્તિ ભાવે મળ્યા રાય ને રંક તે એક ધાટે;
લખપતી કોટિધ્વજ મંન નાણે રતી શક્ર સરિખા ત્યાંહાં નહિરે સાટે-સ્વા૦
બ્રહ્મણ્ય દેવ દયાળ શ્રીકૃષ્ણજી નિજ જન જાણિને સૂખ લેશે;
પ્રીતની રીતે જાય નહિ વીસરી બાળલીલાતણાં ચરિત્ર કહેશે.-સ્વામી.
નથી કાંઇ ઓઢવા એટ લેઇ જંવા કેમ કરી જાણશે કૃષ્ણ કામી;
દત્ત (?) નથી આપણું વદન લજામણું નિરખતાં લાજે નરસૈંનો સ્વામી-સ્વા

૩૪

વિનંતિ વળી કહું, ભેટ લાવી દઉં, પોતિયે તાંદુલ ગાંઠ બાંધો;
જાણશે થોડે ઘણું. ભાવ ભોજનતણું, ધન્ય કૃષ્ણનું સ્નેહ સાંધો-વિ૦
ભિલડીનાં બોર તે ભાવે આરોગિયાં, જૂઠું અન્ન આહિરનું લીધું;
ભક્ત વિદૂરની ભાજી ભાવે જમ્યા. ભૂપનું નોતરૂં પાછું કીધું-વિ૦
પેરે પેરે પાંડવ કષ્ટ નિવારીયાં, ભક્ત કારણ કંઇ દુષ્ટ તાર્યા;
ઊંચને નીચનું એને છે પારખું, પતિત અધર્મી કંઇ કોટિ તાર્યાં-વિ૦
ભક્તિવશ વિઠ્ઠલો સંત સાથે મળ્યો, સમોવડને નવ ચૂકે તાણે;
સંત સમરે ત્યહાં આવી ઉભો રહે, ભક્તના મનતણો ભાવ જાણે-વિ૦
જાઓ વેગે કરી નિરખો મુક્તિ પુરી,ધન્ય ધન્ય તારૂણી સ્નેહ ન્યાળો;
નરસૈંના નાથને નિરખો નિશ્ચય કરી, કામનિયે કંથને બાંહેઝાલ્યો- વિ૦

૩૫

ચાલિયો વાટમાં જ્ઞાનીના ઘાટમાં, મિત્ર મોહનતણું નામ લેતે;
ધન્ય એ નાર અવતાર સફળ કર્યો, કૃષ્ણ હે કૃષ્ણ મૂખ એમ કહેતો—
માગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણિને, લોભ કીધે ત્યાંહાં પ્રીત તૂટે;
કહ્યું મેં અબલા સૂખે બેસી રહો, માગતાં તો બધો મર્મ છૂટે—ચા.
માગિયું મેં નથી શું મૂખે કહું કથી, ભોગવું કર્મ જે ભાગ્ય લાગ્યો;
શ્રીપતિનાથે મને રંક સરજાવિયો, એમ કહેતો દ્વિજ દ્વાર આવ્યો—ચા.
આવી ઉભો રહ્યો કંઠ ગદગદ થયો, કોટિ સુરજ શશિ જ્યોત ભાસે;
ઉર દયા આણીને હરિજન જાણીને, પોળિયે જઇ કહ્યું કૃષ્ણ પાસે—ચા.
મંદિરે તેડિયા ચાલીને ભેટિયા, ત્રિવિધના તાપ તે સર્વ નાઠા;
હેમ સિંહાસને લઇ બેસાડીયા, તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટાં—ચા.
તેલ ફુલેલ મર્દન કરાવિયાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીશ લીધું—ચા.
પુનિત પિતાંબર પહેરવા આપિયું, કનકને થાળે પકવાન દીધાં;
ભાવતાં ભોજન કૃષ્ણ હાથે કર્યાં લીધું આચમનને કાજ સિધ્યાં—ચા.
કૃષ્ણે પલંગપર પોતે પધરાવિયા, ઋષિસુતા વીંજણે વાયુ ભરતાં;
સત્યભામાદિક નારી નિરખી રહી નરસૈંનો નાથ પદસેવ કરતાં—ચા.

૩૬

ભાગ્ય જો જો બાઈ કૃપણ ભિક્ષુકતણું, રૂકમિણી આદિ સૌ નારી બોલે;
હળધર જોગ્ય તે, ભોગ પહોંચાડિયા, અજ અંબરીષથી અધિક તોલે—
આ કૃપણ રૂપ તો પ્રગટિયું ક્યાં થકી, વસ્ત્ર મેલાં દિસે કર્મ ફૂટયો;
ત્રિગુણને દુર્લભ, સેજ રચનાતણી, વશ કરી નાથને પાપ છૂટયો—

અંગ અતિ કમકમે ધમણ મ્હોડે ધમે, ઉધરસે ને વળી નાક લૂતો;
જો જો કૌતક હરી દેહ દશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો—ભા.
પહોડીને ઉઠિયા સ્નાને બેસાડિયા, વદન પખાળવા નિર દીધું;
કનક ઝારી ભરી શીત જળ આપિયું, કનક કટોરે તે પાણી પીધું—
શ્રીમુખે બોલિયા કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહધર્મ કાધો;
કુશળ છે બાલ ગોપાળ સહુ તમતણાં, ભાગ્ય મોટું મને ચિત્ત લીધો—ભા.
ગૃહસ્થના ધર્મમાં, હુંય વળગી રહ્યો, હું તે મારી વળી ગત્ય ભુલ્યો;
મિત્ર સુદામાની શુદ્ધ લીધી નહીં, કામિની કેફમાં હુંજ ફુલ્યો—ભા.
સાંદિપનિ ગોરને ઘેર આપણ ભણ્યા, ધન્ય ધન્ય દિવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહવા વન વિષે આપણે, સર્પણ ભાગતાં મેઘ આવ્યો—ભા.
અન્ન લીધા વિના ભૂખ્યા બેશી રહયા, ગોરાણીએ આપણી પીડ જાણી;
વિસરી ગયું છે કે વીર તને સાંભરે, સાંદીપનિ ગોરની અચળ વાણી-ભા.
ભાભીએ ભેટ જે મોકલી મુજ ભણી, ભાવશું ભાઇ તે લાગે મીઠી;
સંકોચતો ગાંઠડી વિપ્ર આધી ધરે, નરસૈંના સ્વામિએ નજરે દીઠી-ભા.

૩૭

છપ્પન ભોગ જ્યાં કવણ તાંદૂલ ત્યાં, આપતાં ઉર સંકોચ આવે;
જેરે જોઇએ તે આવી મળે કૃષ્ણને, તાંદૂલ ભેટને તુચ્છ કહાવે—છ૦
પણ ધાઇ લીધા હરિ મૂઠી તાંદૂલ ભરી, પ્રેમે આરોગીઆ તૃપ્ત પામી;
ઇંદ્ર કુબેરથી અધિક વૈભવ કર્યો, રુકમિણી કર ઝલ્યો શીશ નામી—છ૦
એક રહ્યાં અમો એક બીજા તમો, ભક્તને અઢળક દાન કરતાં;
પ્રેમદાએ પ્રેમનાં વચન એવાં કહ્યાં, હાથ સહાયો ત્રીજી મૂઠી ભરતાં—છ૦
વનિતા વચન તે, વિપ્ર સમજ્યો નહિ, ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસૈંને નાથે દુર્બળપણું ટાળિયું, ભખના દુઃખની ભીડ ભાગી—છ૦

૩૮

વિપ્ર ચાલ્યો વળી કૃષ્ણ સાથે મળી, ચિત્તમાં શોચથી વિચાર કરતો;
આપ્યું તો કાંઇ નહિ ત્રિક જાણી નહીં, તે તણો શોચ હૃદયે જ ધરતો—
અષ્ટ મહાસિદ્ધિતણી રિદ્ધિ નવનિધિતણી, સંપત્તિમાં રહ્યો ભોગ જાણી;
કામની કંથને, હું દારિદ્રી આવિયો, અમતણી ત્રિક તો નવ્ય જાણી—
બાલ ગોપાળ જે, વાટ જોતાં હશે, તેહને જોઈ અમો શુંય કહેશું;
મિત્ર મોહનતણું હેત જ્યારે પૂછશે, કામિનીને ઉત્તર કેમ દેશું—
એમ ચિંતા કરે નેત્રથી નીર ઝરે, કર્મની વાત મનમાંહિં ધારી;
નરસૈંનો નાથ તો અતિ ઘણો લાજિયો, પિતાંબરી પણ લીધી ઉતારી—

૩૯

ધન્ય તું ધન્ય તું રાય રણછોડજી, દિન જાણી મને માન દીધું;
નહિ મુજ જોગ તે ભોગ પહોંચાડિયા, આજ અંબરિષથી અધિક કીધું—
કનકને આસને મુજને બેસાડિયો, રૂકમિણી કૃષ્ણનો હાથ સહેતાં;
હેત કરિ કરિ હરિ ચરણ તળાસિયાં, ખટરસ ભોજન ખાંતે ખાતાં—
બાળપણતણો સ્નેહ નવ વિસરિયો, મિત્ર મોહનતણી પ્રીત સાચી;
હેતથી હળાગળી માન દીધું મને, રંક બેસાડીયો કનક માચી—
ધન્ય ધન્ય કૃષ્ણજી સંત સેવા કરી, ધ્યાન ધરતો હું નિજ દ્વાર આવ્યો;
રત્નજડિત મણિ ભવન શોભા ઘણી, દેવ શું દ્વારકા આહિં લાવ્યો—
કનકની ભૂંમને રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
માનને પાન વિહાર સ્થાનક ઘણાં, કામની નિરખતાં કામ દીસે—
સપ્ત નવ વરસની દીકી ત્યાં સુંદરી, નારી નવજોબનના બહુ રૂપાળી;
સોળ શણગાર તે અંગ સુંદર ધર્યા, દેવ વિમાનથી રહ્યા નિહાળી—

સહસ્ત્ર દાસી મળી દોરી વીંટી વળી, કામની કંથની પાસ આવી;
સ્વામીરે સ્વામી હું દાસી છું તમતણી, આવો મંદિર વિષે પ્રેમ ભારી—
ગોમતી સ્નાન કરિ, કૃષ્ણ નિરખિયા, પુણ્ય પ્રગટ થયું પાપ નાઠું;
તે થકી સમૃદ્ધિ આ સકલ તે સાંપડી, મટી ગયું આપણું ભાગ્ય માઠું—
કૃષ્ણ કહેતા તે નિજ ધામ પધારિયા, નવલ જોબન થયાં નર ને નારી;
વિનતિ ઉચારતાં રજનિ વીતી ગઇ, નરસૈંના સ્વામિની પ્રીત ભારી—

---

૪૦

બળિતણે દ્વારે હરિ, વિપ્ર વામન હુવા, વેદની ધૂન ગઇ ગગન ગાજી;
ઇંદ્ર પરસ્થાપિ બળિ, આવ્યો ઉતાવળો, જેરે જોઇએ તે દ્વિજ હ્યોને માગી
એક પર્ણકુટિતણી, ઠામ ભણવા કરૂં, બોલવું તે મારે મૂળ સાચું;
વિપ્ર ફરે ઘણા, લોભના વાહેલા, દાન માટે ઘણો હું ન રાચું.—બ
હ્યોને દ્વિજજી તમે. નવ નવાં મંદિરો, ભુમિશું માગી ત્રણ ડગમાં:
હ્યોજી ભંડાર બહુ, કૂંચિયો સહિત વળિ, માગો હસ્તી મારા રાખો ધરમ,
હસ્તી ભંડારને. હું લેઇ શું કરૂં લોભિયાની નથી જાત મારી
આગે વિધાતાયે, વામન નિરમ્યો, વને રહેવું મારે બ્રહ્મચારી—બા
ચેતજે તું બળી શુક્ર કહે જગ પરચે. વિષ્ણુએ વામન વેશ ધારી;—
અશ્વ જગન સમે, દાન અવનીતણું, પાત્ર એવું ક્યાં મળે મુને મારારી—
હરિતણા ચરણ ઉપર, નીર નામતાં, નાળમાં ભૃગુસુત પેઠો ચાલી;
રીસ હૃદય ધરી, ઘણું ઘણું રાયજી, નેત્રમાં દર્ભની શેર ઘાલી.—બ
બાપડો બળિરાય, પગ તળે ચાંપીયો, પ્રભુ પાતાલનો કરીને થાપ્યો;
ભણે નરસૈંયો હરિ ભક્ત આધીન છે, ઇંદ્ર અવિચળ અધિકાર આપ્યો;

૪૧

એવારે અમો એવારે એવા, તમે કહો છો વળી તેવારે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવારે.—એવારે.
જેનું મન જે સાથે બંધાણું, પેહેલું હતું ઘર કરાતું રે
હવે થયું છે હરિરસ માતું, ઘેર ઘેર હીંડું છે ગાતું રે.—એવારે.
સઘળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળિ ભુંડો રે;
તમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો છે ઊંડો રે.—એવારે.

કર્મ ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવેરે;
સઘળા પદારથ જે થકી પામે, મારા પ્રભુની તોલે નાવેરે; એવારે.
હળવાં કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વાહાલારે;
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલારે.—એવારે.

૪૨

તું તારા બીરદ સાંહામું જોજે શામળા, ન જોઇશ કરણી હમારી છે—ટેક.
હીરણ્યાકશીપુને હાથે હણીયો. મામી પુતના મારીરે.
પ્રલ્હાદ કારણ સ્થંભમાં વશીયા, પ્રગટયા દેવ મોરારી.—તું તારા.
લાંખા શેકમાં જેમ પાંડવ ઉગર્યા, બ્રહ્માંડ જવાળા વ્યાપીરે;
અર્ધ વચને ગજ ગુણકા તારી, જયદેવને પદ્મિનિ આપીરે—તું
દુષ્ટ સભામાં જેમ ચીરજ પુર્યાં લાજ પંચાળીની પાળીરે:
તેલ કઢા જેમ શીતળ કીધી, વેળા સુધન્વાની વાળીરે—તું
રૂખિશ્વરે જેમ અહલ્યા શ્રાપી, બ્રહ્મ સલ્યા થઇ ભારીરે,—
તેપણ તારે ચરણે રઘુવર થઇ અનોપમ નારીરે.—તું
મીરાંબાઇનાં વિખ અમૃત કીધાં, વિદુરની આરોગ્યા ભાજીરે:—
સવરીના તમે બેરજ પ્રાસ્યાં, તેની પ્રિતે થયા રાજીરે—તું તારા.
અનેક ભક્ત આગે ઉગાર્યા, સંહાય થયા મોરારીરે;
નરસૈંયાના સ્વામી લક્ષ્મીવર, મોટી ઓથ તમારીરે.—તું તારા.

૪૩

જેવો ને તેવોરે તમારે, પાલવડે બાંધ્યો;
અણુછતો હું તો તમારો, વધાવી લીધો.—જે.
અણવેડાયો આંકુરે, હું તો તાણ્યો નવ ત્રુટું;
તમારા પ્રેમની સાંકળીએ બાંધ્યો, છોડયો ન છુટું—જે.

રમાડયો રમું રે, તમારો જમાડયો જમૂં;
તમારે સમું રે, સજની, બીજું નવ અમારે સમૂં.–જે.
હુંકારે આઘેરો જાવું. તમારે ટુંકારે રાચૂં;
નરસૈંયો જહાં ગાન કરે, ત્યાં પ્રેમ ધરી નાચૂં.–જે.

૪૪

નારાયણનું નામ જ લેતાં, વારે તેને તજીયે રે;
મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજીયે રે.–નારાયણ.
કુળને તજીયે કુટુંબને તજીયે, તજીયે માને બાપરે;
ભગિનિ સુત દારાને તજીયે, જેમ તજે કંચુકી સાપરે–નારાયણ.
પ્રથમ પિતા પ્રહ્લાદે તજીયો, નવ તજીયું હરિનું નામરે;
ભરત શત્રુઘ્ને તજી જનેતા, નવ તજીયાં શ્રી રામરે–નારાયણ.
ઋષિ પત્નિ શ્રી હરિને કાજે, તજીયા નિજ ભરથારરે;
તેમાં તેનું કાંઇએ ન ગયું, પામી પદારથ ચારરે.–નારાયણ.
વ્રજ વનિતા વિઠ્ઠલને કાજે, સરવ તજી વન ચાલીરે;
ભણે નરસૈંયો વૃંદાવનમાં, તે તો ઘણું મહાલીરે.–નારાયણ,

૪૫

અજ્ઞાન અશુદ્ધ તારૂં મન ચોદિશ ભમે, પ્રીતની રીત તું શું રે જાણે;
પ્રીત વિના તું વિપરીત મુખ ઓચરે, એમ અજ્ઞાન તું કેમ આણે–અ૦
વિશ્વ વ્યાપક પાળક છે શ્રીહરિ, તે રઘુનાથને તું શું રે જાણે;
વેદ નેતિ કહે નારદ શારદ સદા જપે, જે હરિ ગોપીકા પ્રેમ આણે–અ૦
જે રઘુવીર રણધીર કહાવે સદા, દશરથ વીર રઘુનાથ કહાવે,
અગોચર સર્વથી સર્વ મધ્યે સદા, તે અલ્પ બુદ્ધિને ઘટ કેમ આવે–અ૦
અલ્પ મતિ ઓચરે. જન્મવૃથા કરે, હરિજન વિના હરિ હાથ નાવે;
ભણે નરસૈંયો હું અસત્ય નવ ઓચરૂં, લીન થયા વિના હરિ કેમ આવે.



# નાગદમન.

૪૬

જલ કમલ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે—જલ૦
કહેરે બાળક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવિયો;
નિશ્ચય તારો કાળજ ખૂટ્યો, અહિંઆં તે શીદ આવિયો—જલ૦
નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવિયો;
મથુરા નગરીમાં જુગટું રમતાં, નાગનું શીશ હું હારિયો—જલ૦
રંગે રૂડો રૂપે પૂરો, દીસતો કોડીલો કોડામણો;
તારી માતાએ કેટલા જન્મ્યા, તેમાં તું અળખામણો—જલ૦
મારી માતાએ બહુ જન્મ્યા, તેમાં હું નટવર નાહનડો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કહાનડો—જલ૦
લાખ સવાનો મારો હાર આપું, આપું રે તુજને દોરિયો;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરિયો—જલ૦
શું કરૂં નાગણુ હાર તારો, શું કરૂં તારો દોરિયો;
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરિયો—જલ૦
ચરણ ચાંપી મૂંછ મરડી, નાગણે નાગ જગાવિયો;
ઉઠોને બળવંત કોઈ, બારણે બાળક આવિયો—જલ૦
બેઉ બળિયા સાથે વળગિયા, કૃષ્ણે કાલિનાગ નાથિયો;
ગરજ ફેણ ફૂંફવે જેમ ગગન ગાજે હાથિયો—જલ૦

નાગણુ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લેઇ જશે, પછી નાગનું શીશ કાપશે—જલ૦
બેઉ કરજોડીને વીનવે, સ્વામી મુકો અમારા કંથને;
અમે અપરાધી કાંઇ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને—જલ૦
થાલ ભરી નાગણી સર્વે, મોતિયે શ્રીકૃષ્ણને વધાવિયો;
નરસૈંયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો—જલ૦

૪૭

ભક્તિ વિના જે જન જીવે, તે કયમ કહીયે માનવ દેહ રે:
મન કર્મ વચન હરિ નવ સેવ્યા, ભૂલ્યા ભવમાં તેહ રે—ભક્તિ૦
દશ માસ ઉદરે દુઃખ પામ્યો, કરતો ખરને ભાર રે:
દેહ ધરી હરિનો દાસ ન કહાવ્યો, તેહની જનનીને ધિક્કાર રે-ભક્તિ૦
વૈષ્ણવ જન જેને નહીં વહાલા, તેહને ન હોય કૃપા નિર્ધાર રે;
નરસૈંયાના સ્વામીની નિશ્ચય લીલા, બીજા વિવિધ ધર્મ વ્યભિચાર રે—ભ૦

૪૮

માનવ અવતારનું સફલ એહ, જો મહારા વહાલા શુ ધરીએ સ્નેહ ૧
ભક્તિ સરીખી જેહને ઘેર દાસી, તો શું કીજે (બીજાં) અવર ઉપાસી. ૨
જપ તપ તીરથ દેહડી ન દમીએ, જો માહારા વહાલા શું રંગભેર રમીએ ૩
જનમ જનમની હરી દાસી થાશું, નરસૈંયાચા સ્વામીની લીલા ગાશું. ૪

૪૯

વાસ નહિ જ્યાં વૈષ્ણવ કેરો, ત્યાં નવ વસીયે વાસડીયાં;
શ્વાસોશ્વાસ હરિ સ્મરણ ન કરે જો, શ્વાસ ધમણ કેરી શ્વસડીયાં—
જીભલડી જપમાળા ન જપે તો, જીભલડી નહિ ખાસડીયાં;
જન્મ તેનો નહિ લેખામાં જે ન કહેવાય હરિ દાસડીયાં—વાસ૦

મોહનજીની માયા પાખે, અવર માચ્યો જમ ફાંસડીયાં;
ભણે નરસૈંયો ભારે મરી, માવલડી દશ માસડીયાં—વાસ૦

૫૦

અલ્યા ભૂલ મા ભૂલ મા, ભકિત ભૂધરતણી, કારમી માયા જોઇ કાંરે હરખો;
સ્વપ્નની વાર્તામાં, શું રે રાચી રહ્યો, પ્રેમ દૃષ્ટે કરી હરી નરખો—અ૦
શાને તેં દેહ ધરી, સમરને શ્રી હરિ, આવ્યો સંસારમાં શુંરે કરવા;
માયાની જાળમાં, મોહ પામી રહ્યો, અવનિપર અવતર્યો ભાર ભરવા—
ભક્તિ કારણ જોને, ભુધરે દેહ ધરી, ભાવે ભરવાડની છાશ પીધી;
શંકર ઉગારીને ભસ્માંગદ મારિયો, આપી કૈલાસ ઉમિયારે દીધી—અ૦
લોકની લાજ, મરજાદ તે પરહરો, નીરભે થઇને હરિગુણ ગાવો;
મનના મનોરથ, પૂરશે માવજી, તજી સંસાર વૈકુંઠ જાવો—અ૦
દેહ દમન ષટ્કર્મથી વેગળો, સાધનવાળો જો જગ્ન જાગે;
નરસૈંયાચા સ્વામિ, સગ વશ ભકિતને, અવર ઉપાય નહીં દેહ તાગે

૫૧

મારા નાથજી મુજને, ભકિત દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો;
ભકિત આપી ભલા, ભાવથી ભૂધરા, અંતે આવી અહોનીશ રહેજો—
ભકિત કારણ મારો દેહ દુર્બળ હજો, દેહ કારણ રખે સ્નેહ જાયે;
આજ મન સાથ જદુનાથ જો વીસરે, વગની વલે મારી કુણ થાયે—
કર્મ કૂડાં કરી, પ્રાણુ ભારે ભરી, નાસવા નીસર્યો નામ બારી;
કૃષ્ણ કીર્તન વિના નામ જાએ વૃથા, જેમ રહે જૂગટે સિદ્ધિ હારી—
હું ગર્ભ નાના ફર્યો, નિત્ય ઉજાગરો, નવ ઠર્યો નાથજી શરણ પાખે;
ભવ વિષે બૂડતાં, વાડરને બુમ નહિ, બાંહ્યગ્રહી મૂજને કોણ રાખે—

અલ્પ આયુષ્યમાં, કલ્પ મનુષ્યને. આજ કીધું વળી કાલ કરવું;
શ્વાસનો શો વિશ્વાસ, નહિ નિમિષનો, આશ અધુરી અને એમ મરવું–
ઉત્તમ મધ્યમ વરણતું વિઠ્ઠલા, પ્રકટ થઇને દરશન પમાડો;
નરસૈંયા રંકને ટંક કરૂણા કરો, દીનબંધુ વળ્યો આંક આડો–મારા૦

૫૨

અનેક જૂગ વીત્યારે, પંથે ચાલતાંરે, તોયે અંતર રહ્યોરે લગાર;
પ્રભુજી છે પાસેરે, હરી નથી વેગળારે, આડડોરે પડયો છે અહંકાર–
દીનકર રૂંધ્યોરે, જેમ કાંઈ વાદળેરે, ગયું અજવાળું થયો અંધકાર;
વાદળુંને મટયુંરે, લાગ્યું જેમ દીસવારે, ભાનુ કાંઇ દેખાયો તેવાર—
લોકડીયાની લાજરે, બાઇ મેં તો નાણીયોરે, મેહેલી કાંઇ કુળતણી લાજ;
જાદવાને માથેરે, છેડો લઇ નાખીયોરે, તારે પ્રભુવર પામી છૌં આજ–
નાવને સ્વરૂપેરે, બાઇ એનું નામ છેરે, માલમી છે વળી સરજનહાર;
નરસૈંયાનો સ્વામીરે, જે કોઇ અનુભવેરે, તે તરી ઉતારે ભવપાર–આ૦

૫૩

ધન્યરે ધન્ય મહાપુણ્ય જશોદાતણું, પુત્રભાવે પરિબ્રહ્મ રાજે;
નંદનો નંદ આનંદ થઇ અવતારયો, શેષ બળિભદ્ર સંગે બિરાજે–ધ૦
અમર આહીર અરધાંગ ગોપાંગના, વૃક્ષવેલી સર્વ ઋષિ રાણી;
ભક્તિ તે રાધિકા, મુક્તિ જશોમતિ, વ્રજ વૈકુંઠ તે વેદ વાણી–ધન્ય૦
નિગમ વસુદેવજી, ગાય ગોપી ઋચા, દેવકી બ્રહ્મ વિવાદ કહાવે;
બ્રહ્મા કરલાકડી, વેણુ મહાદેવજી, પંચવદન કરી ગાન ગાવે–ધન્ય૦
ઇંદ્ર અર્જુન અહંકાર દુર્યોધન, દેવના સર્વ અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો, દાસનો, દાસનો દાસ નરસૈંને કીધો–

૫૪

પારકી હૂંશે મહતા, કરે પ્રાણિયા, પુણ્ય પાખી સર્વ વાત ખોટી;
કે તેં તો કર્પણ કોદરા વાવિયા, ક્યાંથી જમે તું તો દાળ રોટી!
કે તેં તો દાન કરી આપ્યું અજાતણું, ક્યાંથી દૂઝે તું તો ઘેર ઝોટી!—
કે તેં તો કથિર સોનારને આપિયું, ક્યાંથી પ્હેરે તું તો કનક ટોટી!—
પુણ્યથી રિદ્ધિ છે, પુણ્યથી સિદ્ધિ છે, પુણ્યથી પહેરશો ડગલો ડોટી;
ભણે નરસૈંયો તું, પુણ્ય કર પ્રાણિયા, પુણ્યથી પામશે પદવી મોટી—

# હારમાળાના પ્રભાતીઆ

## ૫૫

હરિ તું દયાળ હું દીન દામોદરા, જુઓ દીનાનાથ હૃદયે વિચારી;
ચરણ શરણ આવ્યો કૃપા નાથજી, કરની સંભાળ ગોપાળ મારી—
દેવના દેવ સુણ દેવકી નંદન, ભકતપાળક એવું બિરદ તારૂં;
એમ જાણી ધરે તમ કરો વિઠ્ઠલા, અવર અદાપ નહિ કાંઇ મારૂં—
દુષ્ટ ભાવે કરી પૂતના તારી તેં, તેનો જમદૂતનો ભય નિવારી;
મામિકી નામ કીર્તન કરી ઓધરી, તું વિના કોણ તારે મોરારી—
જો મારા કર્મને ભુલીશ તું ભૂધરા, પતિત પાવન તારૂં બિરદ જાશે;
છોડતાં તો તું નહિ છૂટે શામળા, છોડતાં તારૂં ઉપહાસ્ય થાશે—
દ્રૌપદીને તેં પટકૂલ પૂરિયાં, થાપિઓ ધ્રુવ અવિચળ આગે;
દાસ નરસૈંયો તુજને ભજે જપે, રાખ શર્ણે નહિ તો લાજ લાગે—

## ૫૬

અજ્ઞાન અબુદ્ધ તારૂં મન ચૌદિશ ભમે, પ્રીતની રીત તું શુંરે જાણે;
પ્રિત વિના તું વિપરીત મુખ ઓચરે, એમ અજ્ઞાન તું પ્રેમ આણે—
વિશ્વ વ્યાપક પાળક છે શ્રી હરિ, તે રઘુનાથને તું શું રે જાણે;
વેદ નેતિ કહે ન રદ શારદ સદા જપે, જે હરિ ગોપીકા કેમકે આણે—
જે રઘુવીર રણધીર કહાવે સદા, દશરથ વીર રઘુનાથ કહાવે;
અળગો છે સર્વથી, સર્વ મધ્યે સદા, તે અલ્પ બુદ્ધિને ઘટ કેમ આવે—

અલ્પમતિ ઓચરે, જન્મ વૃથા કરે, હરિજન વિના હરિ હાથ નાવે;
ભણે નરસૈંયો હું અસત્ય નવ ઓચરૂં, લીન થયા વિના હરિ કેમ આવે—

૫૭

જાગો જાગો જદુપતિ રજની વિહાણી, અવૈષ્ણવડાં મુને બિહાવેરે;
અરૂણ ઉદે થયો હરણિયો આથમ્યો, તોય તુને દયા ન આવેરે—જા૦
વલોણાં વલોવાયે વેદ ભણાયે, ભામનીઓ ભરે પાણીરે;
આવી શકયા નહીં શ્રી હરિ મારા શકે કોણે બાંધ્યા તાણીરે—જા૦
કુંભકર્ણ મુચુકુંદ થશી રે, નિદ્રા અધિક તુંને વાધીરે;
જદુપતિ દીન હું કંઇ નવ જાણું, તારય તારય નરસૈયો અપરાધીરે—

૫૮

શકે ખત વાંચતાં હું રે ખંખાર્યો, તેણે ચઢી શું રીસ રે;
આવો આલિંગન દીજે મહારા વહાલા, ત્યારે હસી આ જગદીશરે—
સભા સર્વ કહે જેમ સાંભળે, એવું [illegible]લીયા નાથરે;
હ્યો મહેતાજી હ્યો મહેતાજી, એવી બોલ્યા વાતરે—શકે ખત૦
અમારે તમારે અંતર શાનો, હું તો દાસનો દાસરે,
આંગળી મુખમાં ધરી નરસૈંયે, ત્યારે વ્હારે આવ્યા અવિનાશરે—શ
દૃઢ ભકિત દીઠી આસાનથી ઉઠયા, આવ્યા શ્રી અવિનાશરે;
ચરણ ચલાવ્યા, હાર લઇ આવ્યા, ગિરિધર કુંજ વિલાસરે—શકે ખત
નરસૈંયા એ સ્વામી અંતર જામી, ધણી આરત જાણી નાથેરે;
સાક્ષાત સ્વરૂપ પ્રગટયા અંતરયામી, ભેટયા હરિજન સાથેરે-શકે ખત૦

૫૯

જ્યારથી મહાદેવે મુજપર કૃપા કરી, તે દિનતો મેં લક્ષ્મીનાથ ગાયો;
મામેરા વેળાએ લાજ જાતી હતી, ગરૂડે ચઢી તું તરત ધાયો—તું૦

૫૯

મોગળ માંગીએ રાય દામોદરા, ઊઠો જદુનાથ દેવાધિ દેવા;
એ મંડળિક મદભર્યો ઓચરે, જાણે નરસૈંયાની જૂઠી સેવા—મો૦
ભક્ત પાળક દયાળ તું સામળો, મારે તો પુરણ પ્રીત તારી;
નાગર સાથ નવલ નેહ દાખવો, અકળ ચરિત્ર તારાં મોરારી—મો૦
જો મારે નરહરિ નામ હૃદયે વસ્યું, પતિત પાવન તારું બિરદ કહાવો;
ગ્રાહથી ગજને મૂકાવ્યો શ્રી હરિ, તેમ નરસૈંયાને મૂકાવો—મો૦

૬૦

કૃષ્ણ કૃપાનિધિ કેશવા શ્રી હરિ, હું અનાથ તું નાથ કહીએ;
હાર કાજે મને રાયજી પરભવે, શામળા શરણ કોને જઈએ—કૃષ્ણ૦
હું શરણ આવિયો, સંસારને પરહરી તો પ્રભુ કાં પેર પેર પીડે;
અંતરગત અવિલોકીને શામળા, તું વિના હૃદયશું કોણ બીડે—કૃષ્ણ૦
મંડળિક મુજપર કોપ ઘણો કરે, તે મારું દુઃખ તું શે ન જાણે;
ભણે નરસૈંયો પ્રભુ પ્રીતડી તોડતાં, લાજ જાશે અલ્યા તારી વહાણે—

૬૧

મોગરા માળે શું મોહિ રહ્યો મોહના, હાર આપો જશ ખ્યાત વાધે;
કહેશે નાગરો કોહનું નામ માતો હતો, કૃષ્ણ તુજને કોઇ નહિ આરાધે—
સારી પંકિતતણા લોક સર્વે મળ્યા, સહાય કરશો તેની પાસ થાશે;
મૃત્યુના ભય થકી નરસૈંયો નવ બિવે, પણ તારો જશ જગદીશ જાશે—
રજની તો વીતી ગઇ, રાત થોડી રહી, જ્યોત તો ઝાંખી થઇ ગઇ દીવાની;
કેશવા કેશી માળ અળગી કરો, પ્રેમે આરોપો નરસૈંની કમાણી—

૬૨

તું કરશો ઠાકરો હું કરશે ચાકરો, કર્મના લેખ ભુંસ્યા ન જાયે;
મંડળિક હાર માટે મને બહુ દમે, હરિ વિના હારદ કોને કહેવાયે-તું૦
કોઇ કહે લંપટ કોઇ કહે લોભિયો, કોઇ કહે તાલ કૂટિયોજ ખોટો;
સાર કર શ્રી હરિ, દીન જાણી કરી, હાર આપો તો કહું નાથ મોટો-
મુજને વહેવાઇએ ઘણું વગોવિયો, ઉષ્ણોદક મૂકી ઉપહાસ કીધું:
મેઘ તેં મોકલી ગૃહ તાણી નાંખ્યું હરિ. આપણો જાણીને માન દીધું-
જ્યારથી મહાદેવે મુજપર કૃપા કરી, તે દિનતો મેં લક્ષ્મીનાથ ગાયો;
આમેરા વેળાએ લાજ જાતી હતી, ગરૂડે ચઢી તું તરત ધાયો-તું૦
મારી પાસ સુંદરી હાથ કંઠે ધરી, કેશવા કીર્તન એમ ન હોયે:
અબુદ્ધીઆં લોકડાં અસત્ય વાણી વદે, તુંજ વિના મારૂં નહીરે કોયે-
હીરની દોરીએ હાર ગુંથો હરિ. દામોદરરાય મારે કંઠ ઘાલો;
વહાણું વાશે ત્યારે દામને માગશે, દયા કરીને મનેહાર આલો—તું૦
સોરઠ માંહે મને સર્વ સાચો કહે, પુંત્રીનું મામેરૂં જેમ કીધું:
નાગરી ન્યાતમાં નામ વધારિયું, નરસૈંયાને અભેદાન દીધું—તું૦

૬૩

હારને કાજ શું હઠ કરે શામળા, જાગવાને તારી પાસ આવ્યો:
રાધિકાની સંગે બેઠા વાતો કરે, કેહેરે વૈકુંઠથી તું શું રે લાવ્યો—હાર૦
તારૂં નામ વિશ્વંભર ધર્યું તે વરાસિયે, નંદનો છોકરો છાશ પીતો;
હોડતો શામળા હાથમાં લાકડી, ગાવડી ચાર તો વન રહેતો—હાર૦
માત તું, તાત તું, ભ્રાત તું ભૂધરા, તું વિના દુઃખ તે કોને કહીએ;
ભણે નરસૈંયો તારા ગુણ ગાઇ જીવીએ, એકલા ભૂતળ કેમ રહીએ-

૬૪

હાર કાજે શું વિલંબ કરવો ઘણો, નહિજ કૌસ્તુભ વિદ્રુમ માળા;
ઉજવળ પુષ્પને સૂત્રનો તાંતણો, તેને શું મોહિ રહ્યો નંદલાલા—હાર૦
ઊંચને મૂકીને નીચને અનુસર્યો, જોઇ નહિ જાદવા જાત દાસી;
રાજાની દિકરી રૂકમણી પરહરી, કુબડી મંદિરનો થયોરે વાસી—હાર૦
રત્ન ગુંજા વચ્ચે ભેદ નહીં ભૂધરા, સાયર છીલરાં સમ વખાણ્યાં;
મંડળિક હારને કાજ મને પરભવે, દોહલાં દાસનાં શે ન જાણે—હાર૦
લોક કૌતુક જુએ, લાજ તારી ખુએ, સુખે શું સુતો દેવાધિદેવા;
કેશવા માળા કંઠેથી ઉતારિયે, પ્રેમે શણગાર નરસૈંની ગ્રીવા—હાર૦

૬૫

આપ્ય રે હાર વસુદેવ સૂત વિઠ્ઠલા, વિવિધ વિચારતાં વાર લાગે;
લોકના વચન અવિલોક તું શામળા, નાથ નિદ્રા તજી શે ન જાગે?—
દીનબંધુતણું બિરદ હરિનું સુણ્યું, એમ બોલે સત્ય વેદ વાણી;
કરમ તારાં રખે આજ સંભારતો, રાખ્ય હું વિપ્રને રંક જાણી—આ૦
કૃપણપણું તું મૂક કમળાપતિ, જગપતિ જગ ઉપહાસ થાશે;
મોહના મંડળિકડો નરસૈંને મારશે, હાર આપો જગ ખ્યાત થાશે—

૬૬

આપ્યની હાર વસુદેવ નંદન, આહા અનાથ તુંને લાજ થોડી;
કંસના ભય થકી નાશી ગોકુળ ગયો, રહ્યો આહીરશું પ્રીત જોડી—
સ્વારથ માટે મા બાપ તેં પરા કર્યાં, સુર અસુર મુનિ સર્વ જોતાં;
કંસનો વધ કર્યો અર્થ તારો સર્યો, ગોપીજન મૂકીઆં વને રોતાં—
ક્ષત્રિ કરતાં આહીરનો નવ થયો, તો મુને હાર તું કેમ આપે;
ભણે નરસૈંયો હવે રજની થોડી રહી, આપ્ય તસ્કર હસી કાં સંતાપે—

૬૭

હઠને શામળા મૂકી અનના આમળા, બોલે નહીં શા અભિમાન માટે;
આપીએ હાર કે પ્રગટ હવણાં કરૂં, જે કામ કીધું બંસીવટ માટે—
અણવરી નાર તેં ભોગવી ભૂધરા, પરણતાં ગરથ શું નહોતો તારે;
હારને વાર થઇ ભાર ભાગી ગયો, શું કહિયે નાથજી વારે વારે—
કળિયુગ માંહે કલંક જો લાગશે, વૈષ્ણવની ગત તે કોણ થાશે;
ભણે નરસૈંયો જ્યારે હું હળવો પડ્યો. તારૂં કીર્તન જશ કોણ ગાશે

૬૮

કોણ કાહારને વિનવું વિઠ્ઠલા, કંથ કમળા તણા મન વિચાર;
દ્રૌપદી લાજને કાજ આવ્યા હરિ, તેમ દુઃખ પામે ઘણું દાસ ત ૭—
પ્રગટ થયું નામ ભૂતળ વિષે ભૂધરા, નરસૈંયા નાથ એવું બિરદ કહાવે.
સેવકનું સંકટ ટાળીએ ત્રિકમા, તો તું નાથજી ભલોરે ભાવે—કો૰
લોક દેખે સહુ કૌતુક થાશે બહુ. મંડળિક મદ ભર્યો કુડ બોલે;
નરસૈંયાચા સ્વામી નિત્ય દાતા સદા, શામળા સમોવડ નહિ કો તોલે—

૬૯

તને રોકી રહી રાધિકા રંગ લાગ્યો ઘણો, રસિયા રજની રહીરે થોડી;
નંદના નંદન તું શાને આળસ કરે, નાગરા સાથે શું પ્રીત તોડી—
ભાળ કપાળિયો, કામ પ્રજાળિયો, ઇશ્વર પદ પામિયો, ઉમિયારે સ્વામી;
શામળા તુજને લોક લંપટ કહે, થયો વ્યભિચારી કાનુડો કામી—
હઠ કરે તે શું હઠ કીજીએ શામળા, તૂટશે સ્નેહ ત્રિકમ તાંતણો:
ભણે નરસૈંયો અવધ સો વહી ગઇ. મંડળિક મારશે મુજને વહાણે-

૭૦

જે તારા ચરણ શરણને અનુસરે દેવા, તે જનને તુજ સરીખા કીધા;
ભોગવે ભોગ સંસારનો શામળા, વિષય રસ સેવતાં કાર્ય સિદ્ધયાં:-દેવા.
જોતાં જનકનાં કર્મ શાં કેશવા, સજ રિદ્ધ વિલસતો નરક પામ્યો;
નામ પ્રતાપથી જમપતિ જીતીઓ, અજામિલ તારુ અભે પદ પામ્યો-દેવા.
ભક્ત વાહાલા સદા દાસનાં દુઃખ હરો, નિશ્ચે વાયક એવાં વેદ બોલે;
અંબરીખ દાસથી ક્રોધી રુખિરાજ રઝળિયો, તો મંડળિક તારે શાજ તોલે.
તાહરા ચરણને જે કોઇ અનુસરે, તે તો વૈંકુઠથી અધિક હોયે;
ઇંદ્રાદિક બ્રહ્માદિક શંકર સેવતા, તાહરો પાર ન જાણે કોયે.-દેવા.
ઇંદ્ર અહલ્યા થકી મહા દુઃખ પામિયો, સહસ્ત્ર ભગ તન થયાં તને સંભારે;
સહ્યા કરની હવે સહુ સંતાપતો, નરસૈંયાને નાથ કાં વિસારે-દેવા.

૭૧

કૃષ્ણ કૃપાળ કરુણાનિધિ કેશવા, હું અનાથનો નાથ કહીએ;
ભૂપતિ ભોળો એને મર્મ મનમાં વસ્યા શ્યામ વિના શર્ણ કોને જઇએ-કૃ.
સગાં સરવે મળી, ન્યાત નાગર તણી, કૌતુક જોવાની પેર કીધી;
ઉષ્ણજળ મેઘ તેં મોકલ્યો શ્રી હરિ, છાબ વેળા આવી આશા દીધી-કૃ.
મને અપજશ તો તને અપજશ થશે, મને જશ તો તારો જશ વાધે;
હારને કાજ શું હઠ કરે શ્રીહરિ, એવડો અનર્થ શીદ રે સાધે-કૃ.
મંડળિકરાય જો મુજને મારશે, તેમાં તો તાહરું પત જણાશે;
મૃત્યુને ભયે નરસૈંયો બિહતો નથી, ભક્ત વત્સલ તારું બિરદ જાશે-કૃ.

૭૨

ભક્તના ઇશ તુને વિશ્વ સૌ કો કહે, મંથવા કેરા તે દાન કરવા,
વિપ્ર સુદામાને નવનિધ મોકલી, વિદુરને મંદિર વાસો વસ્યા-ભક્ત.

કૃષ્ણ કૃપાળ કૃપણ થયા શ્રીહરિ, ભક્તની ભીડ જાણે ગોપાળ;
નાશી કરીને ગીરિ મધ્યે જઈ રહ્યા, કાળયવન મોચે શિશુપાળ—ભક્ત.
જરાસંધ કંસ કેશી નરકા સુર, તેહ તણા રે અહંકાર મોડ્યા;
અઘાસુર બકાસુર વેર ભાવે કરી, તે તણા તનના બંધ છોડ્યા—ભક્ત.
ભાવે કભાવે જેણે આરાધિયો, ગર્ભ નિવાસ નહિ આવે વળતો;
ભણે નરસૈયો હું દીન થઇ વરણવું, રાખજે રાખ્ય મુને બાપ બળતો—ભક્ત.

૭૩

કાજ પડ્યું કેશવા વલવલું વિઠ્ઠલા, બેઉ કરજોડીને માન માગું;
આવ તું ધસમસી નાથ નિદ્રા કરશી, ઉઠ આળસ તજી શે ન જાગું ?—કા.
તાણ કરતાં બહુ હાણ થાશે અલ્યા, હઠ કરતાં હલકાઇ થાશે;
કપટની પ્રીતે તો ભાર ભાગી જશે, દીન બંધુ તારું બિરદ જાશે.—કા.
શરણ આવે તેનું સંકટ તું ખુએ, વેદ સમૃત વદે રે વાણી,
તે બિરદ તારૂં જાય છે ત્રિકમા, રાખ્ય નરસૈંયાને દીન જાણી—કા.

૭૪

સાર કર સાર કર શામળા માહરી સનમુખ થઇને જોની આજ;
નાગર જ્યારે હઠ કરી બોલશે, રાખે નહીં ત્રિકમા તારી લાજ.—સાર
ગોકુળમાંરે તું માળ ખાતો ફરે, નવનીત આહીરનાં લેતો ચોરી;
ચંચળ ચોર તું મુખ નથી બોલતો, હજુ અમો લાજ રાખુંજ તારી.—સાર
બહુ પેર ગોપીએ લાડ લડાવિયો, અન્ન આહીરનું જોતો ચાખી;
નટવાની પેર તું નૃત્ય લીલા કરે, તે નરસૈંયો રહે ઘેર સાખી.—સાર.

૭૫

હારને કાજે શું હઠ કરે માવજી, બોલતો કાં નથી મુંગો આટે;
રાવ મંડળિક પ્રતિત કરવા પ્રભુ, તુજને મેં આપ્યું શીશ સાટે—હાર.

પૂછવું હોય તો પૂછ તું નારીને, બે કાંઈ મૂલ બેહું જે તારે;
લોક સરવે સમું કંઠ શણુગારને, શું કહું શામળા વારે વારે—હાર
કળિયુગ મહિ પ્રતિત નહિ લોકને; હાર નહિં આપો તો કોણ ધારી;
કહે નરસૈંયાને હાર આપ્યો નહિ, ચૌદ લોકો ગુણ તારા કયમ ગાશે—હાર.

૭૬

મારે તો તહારા નામનો આશરો, તું વિના સાહે કોણ કરે મારી.
દીનબંધુ તમે સદા રે દામોદરા, આ અવસર આવી લો ઉગારી.—મારે.
ભક્તની લાજ તું રાખ લક્ષ્મીવર, નામ દયાળ તું બિરદ ધારી;
તારે સેવક કોટી છે શામળા, મારે તો એક છે આશ તરી.—મારે.
મંડળિક રાયને માન વાધ્યું ઘણું, તે તમે ચિત્ત ધરો ન થ મારા;
ભણે નરસૈંયો ભૂતળમાં અવતરી, અહરનિશ ગુણલા ગાઉં તારા—મારે.

૭૭

દીન બંધુ તમે હરિ દારિદ્ર મોચના, દાસને અનંત આશ તારી;
અનેક શત્રુ મળી મુજને પરભવે, નાથ વિના કોણ કરે સારે મારી —હરિ.
તું નાથ અનાથનો સાખ સમૃત પૂરે, વાત વિસ્તારતાં વાર લાગે;
કૃત્ય તારા રખે આજ સંભારનો, હું મતિમંદ અજ્ઞાન અંગે.—હરિ.
રંકની લાજ તું રાખ લક્ષ્મીવર, દુષ્ટ જયમ ત્યમ લવે લોક સહૂ;
તેની હાંશી ને મારું મોત છે. જેમ હરિ રાખશો તેમ રહૂ—હરિ
માન અપમાન માહારે નવ રહ્યું, ભૂપતિ ભેળવ્યો કામ કીજે;
રાખીએ નાથ અનાથને દુઃખથી, આશ અનંત તુજ નામ લીજે—હરિ.
સુત વાસુદેવના અંતર અવિલોકીએ, પતિત પાવન એવું બિરદ તારું;
આપીએ હાર ઉમાર તું નરસૈંને, આણ કરું નહિ તો પ્રાણ કાઢું.—હરિ.

૭૮

વિશ્વપાળક વિશ્વંભર કરું વિનતી, તુજ વિના દુઃખ બીજું કોણ જાણે;
વિલપતાં વિલપતાં વહી ગઇ જામની, નાથ નિદ્રા તું શૂરે આણે.–વિશ્વ.
રોકી રહી રાધિકા કે પુત્રી ભીમકતણી, અંગના સંગમાં શો રંગ માણે;
હઠ થકી સુર અસુર સૌ હારીઆ, ત્રુટશે સ્નેહ અતિય તાણે.–વિશ્વ.
રાહી ચંદ્રાવળી કે ભણ્યા લલિતા સખી, કામવશ થઇને શું રે સૂતો;
ફુલના હારમાં એમ તું શું કરે, પ્રાતઃ થયો ને રાયે વગૂતો.–વિશ્વ.
સાચ પાખે કોઇ રાચે ન શ્રીહરિ, જગત જીવનજી શે ન જાણ્યું;
શીઘ્ર થઇ હાર નરસૈંયાને આપીએ, શકે ચઢ્યો મંડળિક રાણો.–વિશ્વ.

૭૯

સ્વારથ ભૂત ના હોવરે ભૂધરા, પરમ કરુણાનિધિ વેદ ગાયે;
ગ્રાહના મુખથી ગજને મૂકાવિયો, ગરુડ તજીને ગોપાળ ધાયે.–સ્વા.
ગરુડની ગતિ અતિ મંદ લહી માવજી, ચર્ણે ધાયા ઘણું સંકટ જાણી;
આપ નહિ પોહચીઆ ચક્ર ત્યાં પાઠવ્યું, બેઉ ઓધારિયા કરુણા આણી.
હરિનામ જશ વાધીઓ ત્યાં થકી શામળા, સેવક સંકટ ટાળ્યુંરે માટે;
ભણે નરસૈંયો સહેલ વાતને કારણે, કરુણાસિંધુ બિરદ શાને કાટે.–સ્વા.

૮૦

દયા આણ દયાળજી શીઘ્ર સેવક તણી, તું રે મારો ધણી વિશ્વ જાણે;
પ્રકટ તુજ નામ તે તુંજ થકી શામળા, કાં ન એ વિનંતિ મન આણે.–દયા.
મંત્ર તું જંત્ર ધ્યાન તું ધરણી ધરા, મંત્રી મોહન વિના નહિ રે બીજો.
હાર આપ્યા વિના લાજ કોહ કેમ રહે, દીન દેખી હરિ શે ન રીજો.–દયા.
સાહે દીધા વિના નેટ નહીં છૂટકો જો તમ ચરણ તીથાર આપી.
નરસૈંયાચા સ્વામી માન માગી કહું હાર આપી નાખો દુઃખ કાપી.–દયા.

૮૧

પુષ્પથી સાર અનેક છે શામળા, મુજને હારનું દાન દીજે;
રંક રાયે લહી વાત દુર્લભ કરી, કોની કેશવ હવે કેમ કીજે.–પુષ્પથી
કાજ કીધા વિના પ્રતિત નહી પુરુષને; પ્રીતની રીતનો આપી રે ભાસ;
સકળ સુરીનર કહે, અકળ કો નવ લહે, મારે તો તુજ વિના નહિ રે આશ.
નામ પ્રતાપે પાષાણુ જળમાં તર્યા, પતિત ઓધારણુ નામ તારુ;
નરસૈંયાનું તું સંકટ હર શામળા, હાર આપે થાયે કાજ મારું.–પુષ્પથી

૮૨

નંદના નંદન વાર લાગી ઘણી, દુરિજન લોકને કાં હસાવે.
અપકિર્તિ થાશે મારી ને તારી, વાત ચિત્તમાં તને શે ન લાજ આવે-નંદના.
પેર પેર પ્રણુવું માન માગી કરી, કઠણુ કાં થઈ રહ્યો કૃષ્ણુ કામી;
કપટ ભાવે ભજ્યો તોય તુજને હરિ, સાહે સંભારી કર સંત સ્વામી–નંદના.
કોણુ વેળા થઇ હાર આવ્યો નહી; સાંભળો શામળા વાત મારી;
નરસૈંયાચા સ્વામી મુજને તો દુઃખ નથી, લાજ જાશે જદુનાથ તારી-નંદના

૮૩

ઘણું રે વરાંસિયો આજ તું વિઠ્ઠલા, અવસર વળા ન આવ્યો કાજ;
કરુણાસિંધુ તને નિગમ નારદ ભણે, ભક્ત સમળા ને લગાડી લાજ–ઘણું.
અલ્યા વાંક તારો નહીં, મત મેં લવ લહી, આપ ચારી કહો મેં ગોવાળ;
આહીરમાં રમી બુદ્ધિ સહુ નિર્ગમી, તે માટે નહીં આપે પુષ્પમાળ.–ઘણું.
સંગ સુનાર નહીં, જે શીખ સારી દીએ, હાર આપે દુઃખ મારું જાયે;
દુરિજનનાં મુખ શ્યામ કર કેશવા, જો નરસૈંયો તારી લીલા ગાયે–ઘણું.

૮૪

પ્રીતની રીત ત્રૈલોક્યમાં સાર છે, શું કરું શામળા જો વિચારી;
સાચું જુઠું જગદીશ જાણો તમો, પ્રીતની રીત તો અટપટી ભારી-પ્રીત.
શંકર સ્વામીએ દીન જાણી મને, હરિ ગુણ ગાવાની ટેવ પાડી;
વિવિધ વિલાસ ગાયા મેં ગોવિંદના, ભક્તિભાવ ભૂલ્યો શું હું અનાડી. પ્રી.
તે દિનનો મેં તો તુજને આરાધિયો, સાધિયો શુદ્ધ કરી મન સાથે;
આજ વેળા પડી આવ ઉતાવળો, બલાઇ ભૂધરા કર રહીને માથે-પ્રીત.
મારું તો બળ નથી, ઝાઝું શું કહું કથી, તુજ થકી થાશે તેજ થાશે;
ભણે નરસૈંયો જો જીવ મારો જશે, વળતી ગુણ તાહરા કોણ ગાશે.-પ્રીત.

૮૫

કાનકૂડા થયા શામળા શ્રીહરિ, લક્ષ્મીના નાથ કે નિદ્રા આવી;
બિરદ મોટું ઘણું પતિત પાવન તણું, શરણ આવ્યો તેની બાંય સાહવી.
નિરદે નિદ્રા તજી તાર નિજ ભક્તને, તુ વિના માહરો કોણ સ્વામી;
દુરિજન લોકને મન આનંદ વસે, અવર કોને કહું શીર નામી-શ્રવણ.
પુષ્પની માળશું મન અટકી રહ્યું, વિદ્રુપમણિ એ શું મન તારે;
નરસૈંયાચા સ્વામિ વિલંબ તેં બહુ કર્યો, હાર અરપ્યો નહીં કંઠ મારે-શ્ર.

૮૬

પ્રીતડી ગોઠડી કરી, તે શું નવ સાંભરે, ન્યૂન તારે મન થઇ રે આજ?
કોથળી કંચન તણી નથીરે છોડવી, પુષ્પના હારનું મારે કાજ-પ્રીતડી.
વૈષ્ણવ મારગે શામળા મેં તુજને ભજ્યો, હવે કાં તજ્યે મને કહાન;
નઠોર કાં થઇ પડ્યો, મંડળિક મદે ચઢ્યો, લોપ તને નવ આવી સાન.
મેલ મમતા હવે ફૂલના હારની, વારે લાગે ઘણી વિશ્વનાથ;
નરસૈંયાચા સ્વામી આશ તારી ઘણી, અર્પરે અર્પ હવે કંઠે હાર-પ્રીતડી.

૮૭

આવ્યા હાર હૈયે ધર્યો, દાસ કાં વિસર્યો, કેઇ મોટમ હૃદય મધે આણી;
જદુપાત જનપતિ જગપતિ શામળા, તારી મોટાઇ મેં તો ઠીક જાણી.—આ.
હું તને જાણું રુડી પેર જાદવા, કંચુકી પેહરીને તું રે નાચે;
ગોપીઓ સરવને તારે રમાડતી, પુષ્પના હારથી તે બહુ રે રાચે—આ.
જે તુજને ભજે ગ્રહસ્થપણું તે તજે, જોગી થઇ વનમાં ભીખ માગે;
ભણે નરસૈંયો મુને હાર આપો હરિ, નિર્લજ આ કાજે તુને લાજ લાગે.

૮૮

નિરદે સદા હરિ, દયા તેં તો નવધરી, પયપાન કરાવી પુતના પ્રાણ લીધા;
અબળા વ્યાકુળ કરી, તેહ ત્યાં થરથરી, કાલાવાલા તારા કોટિ કીધા.—નિ.
જનક સુતા સતિ, બંધુ લક્ષ્મણ જતિ, વણ અપરાધે તેં વન ભમાવ્યા;
દુષ્ટતા તેં કરી, તેહને પરહરી, દમન બહુ બહુ કરી તેને દમાવ્યા—આ.
માતનો વધ કર્યો તે તું દામોદરો, બિસરી કેમ જાય વાત કુડી;
આપતાં દાન પાતાળે બલિ ચાંપીઓ, પેર પ્રભુએ ન હોય રુડી—નિ.
જે તુને ધાય તેનું સરવસ જાય રે, જોગી થઇ વન વન ભીખ માગે;
ભણે નરસૈંયો તું તો નિર્દેર નરહરિ, જોયું વિચારી પાછે આગે—નિ.

૮૯

ઉઠરે અટપટા, નથી બોલતો લટપટા, લંપટા લાજ તારી જાશે;
વ્રજપતિ રંગમાં કેવળ ઘટા કરે, તુજ વિના વાહરે તે કોણ ધાશે—ઉઠ.
ઉઠ તું ચરવડી, શું બેઠો હરખડી. ગાંઠ ધાઢી પડી મુજ સાથે;
બરદ પાલક હરિ, સાર કરજો ખરી નિર્ગમે લાજ તો તુંજ હાથે,—ઉઠ.
જીવ મારો જગમગે. અંગ મારું ડગમગે; ડગમગે નેમ જોવાતે રૂપ.
નરસૈંયો રંગભગે, લોક સહુ ચગમગે. કોપીઓ મંડળિક દુષ્ટ ભૂપ—ઉઠ.

ફેલ મુકની પરા, ગેલ તે બહુ કરા, ગોપીને રીઝવી બહુરે સંતાપ્યા.
માતને દુભવી તાતને વીસરી, ભોળને કાનુડા નરસૈંને શાં સુખ આપ્યાં—રૂડું.

૫૦

બોલને શામળા, આવડા શા આમળા, કામળામાં મન કેમ રાખે,
કોટિ બ્રહ્માંડ તુજ બંધિ બાહુ બળા આજ મુને હાથથી ક્યાં ફેંકી, નાખે-બો
પ્રલ્હાદ ઉગારીઓ, ધ્રુવને પહોંચાડીઓ, બળીને કીધો પાતાળ ભૂપ;
હવણાં શું હારિઓ કોણે તુને વારીઓ; નારીઓ મોહિ રહી નીજરૂપ.
અલ્યા મૂકપર મરકડા, ફોગટ ફરરકડા, હરકડા મૂકય વારૂરે વહાલા;
નરસૈંયા વિના તને આમ કોણ પ્રીછવે, નગણ્યા ન થઇએ મારા નંદલાલા-બો.

૫૧

ડગડગે કહાન તારું મન ચોદિશ ભમે, જાણે મને નાગર કંઇક આપે
નામ લક્ષ્મીવરા કરે લાલચ સદા, રંકને રાય ક્યાં સંતાપે—ડગડગે
તાંદલા લઇ રિદ્ધ વિપ્રને મોકલી, ભુવન કીધું વૈકુંઠ સમું;
માહરે તો દાન તો માન છે તાહરું, નિત્ય પ્રીત ગુણ ગાઇ રમું—ડગડગે.
મન મોટું કરી હાર મુજ કંઠે ધરી, હરખીને હરિ મારા રે આવો;
ભણે નરસૈંયો રજની સહુ વહી ગઇ, દુષ્ટને હાથથી મને મૂકાવો.—ડગડગે.

૫૨

દેવા ટેવ તુજને સદા દીન પ્રતિ પાળવા, કંથ કમળા રહ્યો સંત સામો;
લાખો પાળે તેનો દોષ શો માનીએ, હાથ જમણો વળે મુખ સામો.
કામધેનુ કૃષ્ણજી કોડ કરતાં રહ્યાં, ગોપીનાં ગોરસ ચોરી પીધાં;
શબરીના બોરમાં સ્વાદ ઝાઝો જડ્યો, મુનિતણાં વૃંદનાં માન લીધાં—દેવા.
દ્રોપદી કેરી લાજને કારણે, દ્વારિકાંથી ધસ્યો એક શ્વાસે;
પાંચ પાંડવ તણી લાજ જાતી જડી, દુત થઇને ગયો દુષ્ટ પાસે.—દેવા.

ભૂપનું નોતરૂં ભાવ વિણુ પરહર્યું, પ્રેમનો પારખું પરમ ડાહ્યો;
ભકતની ઝુંપડી જગત ઊંચી કરી, ભાજીને ભોજને તું ધરાયો—હેવા.
બિરદ તારું બહુ વિધ જાણે સહુ, ના ચળે નાથજી વેદ વાણી;
નરસૈંયા રંકને ઝંખના તાહરી, આપ અક્ષએકડા દીન જાણી—હેવા.

૯૩

મારો ઠાકોર શ્રી દામોદર મારી સાર કીધી સંભાળીરે;
અંતર નવ રાખ્યો મન સાથે, હાર આપ્યો ઉતારીરે—મારો.
રમ ઝમ કરતાં હરિ પધાર્યા, આપ્યો દાસને હાર રે;
સખી સહુકો હરિને વધાવે, બોલે જે જે કાર રે—મારો.
શ્રી મુખ બોલે દામોદરજી, ધન ધન વૈષ્ણવ જાતરે;
અંતઃકરણનો સાક્ષી મારો, વેચાઉં તારે હાથરે—મારો.
શિવ સનકાદિક નારદ શારદ, દેવતા તેત્રીસ કોડરે;
અંતરીક્ષ રહીને જે જે બોલે, નરસૈંયો જીત્યો હોડરે—મારો.

૯૪

કૃષ્ણ—પ્રાણપે મને વૈષ્ણવ વાહલા, હરનિશ તેને ગાઉંરે;
તપ તીરથ વૈકુંઠ પદ મુકી, મારા ભકત બોલાવે ત્યાં જાઉંરે.—પ્રાણપે.
અંબરીષ રાજા મને અતિ ઘણો વહાલો, દુર્વાસા માન ભંગ કીધુંરે;
મેં મારૂં અભિમાન તજીને, ચક્રદર્શન વાળી લીધુંરે.—પ્રાણપે.
ગજને માટે ગરુડે ચઢી પળિયો, હરિજનની સુખ સેવારે;
ઉંચ ને નીચ હું તો કંઇ નવ જાણું, મને ભજે તે સુજ જેવારે.—પ્રા.
લક્ષ્મીજી અર્ધાંગના મારી, પણ મારા સંતની દાસીરે;
અડસઠ તીરથ મારા સંતને ચરણે, કોટિ ગંગા કોટિ કાશીરે
સંત ચાલે ત્યાં હું આગળ ચાલું, ને સંત સૂએ તો હું જાગુંરે;—પ્રા.

મારા સંતની નિંદા કરે તેની, છેદું શિરજ કાપુ રે.–પ્રા.
મારારે બાંધ્યા વૈષ્ણવ છોડે, વૈષ્ણવ બાંધ્યાં મેં નવ છૂટે રે;
એકવાર વૈષ્ણવ મને બાંધે તો, તે બંધન મેં નવ તૂટે રે–પ્રા.
બેસી ગાય ત્યાં હું ઉભો ઉભો સાંભળું, ઉભા ગાય ત્યાં હું નાચું રે;
હું તો વૈષ્ણવથી ક્ષણુ નહીં અળગો, ભણે નરસૈંયો એ સાચુ રે.–પ્રા.

કૃષ્ણ– ૯૫

ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રીહરિ, નરસૈંયા તું મારો ભક્ત સાચો;
મેલી પુરુષપણું સખી રૂપે થઇ રહ્યો. તાહરા પ્રેમથી હું રે રાચ્યો–ધ.
તુજને મુજમાં ભેદ નહીં નાગરા, માનજે એ મારી વેદ વાણી;
હજીરે જોને તને પ્રતિત ન ઉપજે, મેં તને મોકલ્યું ટાઢું પાણી–ધ.
મામેરૂં મોકલ્યું તે કેમ વિસર્યું. આપીઓ હાર પ્રત્યક્ષ ભૂપ;
ત્રિભુવનમાં તુજ સમો કો નહીં નાગરા, તાહરૂં માહરૂં એક છે રૂપ.–ધ.
તારો અક્ષર જે ગાયને સાંભળે, તે કુલ સહિત પવિત્ર થાય;
ભણે નરસૈંયો મીઠી બોલી શું રીઝવે, કરજોડી કૃષ્ણજી સમ ખાય–ધ.

૯૬

તું તારા બીર્દ સાંહામું જોજે શામળા, ન જોઇશ કરણી હમારી રે;
હીરણ્યા કશીપુને હાથે હણીઓ. માસી પુતના મારી રે.
પ્રલ્હાદ કારણ સ્તંભમાં વશીયા, પ્રગટયા દેવ મોરારી રે.–તું.
લાખા ગ્રેહમાં જેમ પાંડવ ઉગાર્યા. બ્રહ્માંડ જ્વાળા વ્યાપી રે;
અર્ધ વચને ગજ ગ્રુણિકા તારી. જયદેવને પદ્મિનિ આપી રે.
દુષ્ટ સભામાં જેમ ચીરજ પુર્યાં, લાજ પંચાળીની પાળી રે;
તેલ કઢા જેમ શીતળ કીધી, વેળા સુધન્વાની વાળી રે–તું.
ઋષિપીરે જેમ અહલ્યા આપી, બ્રહ્મ સલ્યા થઇ ભારી રે;

તે પણ તારે શરણે રઘુવર, થઇ અનોપમ નારી રે—તું.
મીરાબાઇનાં વિખ અમૃત કીધાં, વિદુરની આરોગ્યા ભાજી રે,
સવરીના તમે બોરજ પ્રાસ્યા, તેની પ્રીતે થયાં રાજી રે.—તું.
અનેક ભક્ત આગે ઉગાર્યા, [illegible] થયા મોરારી રે;
નરસૈંયાચા સ્વામી લક્ષ્મીવર, મોટી ઓથ તમારી રે.—તું.

૮૭

વર્ણના ધર્મ તે, કર્મ કરવા ટળ્યાં, મર્મ જાણ્યો ત્યારે ભર્મ ભાગ્યો;
શ્રી રાધિકા કૃષ્ણ, ભજ સચ્ચિદાનંદને, તેથી નથી કોઇ ધર્મ આઘો—વ.
મનુષ્યને કર્મ કરવાં ઘટે જ્યાં લગી, ત્યાં લગી ભક્તિનો ભેદ અળગો;
ભાવે ગોવિંદમાં, ભજન ભેદી રહો, એક ઉપાસના જઇને વળગો—વ.
જાગને જોગ જગન વરથી ટળ્યા, ભૂખ વેઠી સીદ વ્રત કરતો;
તીર્થની સોચના, મેલ મનથી પરી, દેહ દમીને કાં જંજાલ કરતો—વ.
સકલ સાધનનું, શ્રીહરી નામ છે. પાર પામ્યા કોઇ સંત પૂરા;
શાસ્ત્રીરુપી એ સમુદ્ર તરે જેટલા, જાલ કાપી ગયા જન શૂરા.—વ.
મારે તો આશરો, એક હરિ નામનો. છેક આવ્યો હવે કયાંરે જઇએ;
ભણે નરસૈંયો એ, નામને આશરે, નામને મૂર્તિમાં લીન થઇએ.—વ.

## દ્રોપદીની પ્રાર્થના. ૮૮

દ્વારકાના વાસીરે, અવસરે આવજોરે, રાણી રુકમિણિકેરા કંથ;
દુષ્ટ દુર્યોધનરે, લાગ્યો મને પીડવારે, પ્રભુ મારા ચોદશ ન્યાળું પંથ—ટેક.
સોડ તાણીને રે, શું રે સુતો શામળારે, આળસ મોડીને ઉઠો આજ;
લક્ષ્મીજી તાળાંસેરે, પાવન તારાં પાવલાંરે અમપર મેહેર કરો મહારાજ દ્વા.
ગ્રાહ ચકોરે, ગજ મૂકાવિયો રે, કીધી તમે સુધન્વાની સહાય;
નરસિંહરૂપે રે હિરણ્યકશિપુ હણ્યોરે, પ્રલ્હાદ ઉગાર્યો લાગ્યો પાય-દ્વા.

છપ્પનકોડ રે જાદવ તાહરે રે, સાથ બળિભદ્ર સરીખા ભ્રાત;
કાળીનાગ નાથ્યો રે જરાસંધ જીતિયોરે, તે બળ કયાં ગયું મારા નાથ.-હા.
વસમી વેળામાંરે, વહારે ચડો વિઠ્ઠલારે, ધાજો તમે છત્રપતી નિરધાર;
અસવારી કરજોરે, ગરુડની ઉપરે રે, નરસૈંયો વિનવે વારંવાર.-હા.

૯૯

ગિરિ તળાટીને કુંડ દામોદર, ત્યાં મેહેતાજી નહાવા જાય;
ઢેઢ વરણમાં દૃઢ હરિભક્તી, તે પ્રેમ ધરિને લાગ્યા પાય.-ગિરિ.
કરજોડીને પ્રાર્થના કીધી, વિનતિતણાં બહુ વદયારે વચન;
મહાંત પુરુષ અમારી અરજ એટલી, અમારે આંગણે કરોરે કીરતન.-ગિરિ.
પ્રેમ પદારથ અમો પામિયે, વામિયે જન્મ મરણ જંજાળ;
કરજોડતામાં કરુણા ઉપજી, મેહેતાજી વૈષ્ણવ પરમ દયાળ.-ગિરિ.
પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમ દૃષ્ટિને સર્વ સમાન;
ગૌમૂત્ર તુલસી વૃક્ષ કરી લીપજો, એવું વૈષ્ણવે આપ્યું વાકદાન.-ગિરિ.
મેહેતાજી નિશાએ આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઓચ્છવ;
ભોર થયા લગિ ભજન કીધું, સંતોષ પામ્યા સહુ વૈષ્ણવ.-ગિરિ.
ઘેર પધાર્યા હરિ જશ ગાતા, વાગતા તાળને શંખ મૃદંગ;
હસિ હસિ નાગર તાળિયો લે છે, આ શારે બ્રાહ્મણના ઢંગ.-ગિરિ.
મૌન ગ્રહીને મેહેતાજી ચાલ્યા, અધવધરાને શો ઉત્તર દેઉં;
જાગ્યા લોક નરનારી પૂછે, મેહેતાજી તમે એવા શું ?-ગિરિ.
નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કાંઈ વિવેક વિચાર;
કરજોડીને કહે નરસૈંયો, વૈષ્ણવતણો મને છે આધાર.-ગિરિ.

૧૦૦

જેવો ને તેવો રે તમારે, પાલવડે બાંધો;
અછતો હું તો તમારો, વધાવી લીધો.-જે.

અણુતેડાયો આવું રે, હું તો તાણ્યો નવ ત્રૂટું;
તમારા પ્રેમની સાંકળીએ બાંધ્યો, છોડ્યો ન છૂટું. જે.
રમાડયો રમું રે, તમારો જમાડયો જમૂં;
તમારે સમું રે સજની, બીજું નવ અમારે સમૂં. જે.
હુંકારે આઘો જાવું, તમારે ટુંકારે રાચૂં;
નરસૈયો જ્હાં માન કરે, ત્યાં પ્રેમ ધરી નાચૂં. જે.

૧૦૧

ઘેલા મન ગોવિંદને ગાનીરે, ઘેલા ગાની ગોવિંદ ગાનીરે. ઘેલા મન. ટેક.
શુકલ તીર્થને ઉમરે રે, આવ્યાં જમણે હાથ;
આવ્યાં હશે તો પામશોરે, નહિ આવે તારી રે સાથ:
ગવાય તો ગોવિંદ ગાજોરે, પવાય તો પાઇને પીજોરે. ઘેલા મન.
ખાઓ પીઓ ધન વાવરો રે, પહેરો કપડા સાર;
પ્રાણી તે સરખો આત્મા રે, નહિ મળે વારો વાર. ઘેલા મન.
ભીડ પડયા ભાગ્યા રે, નહિ મા ને બાપ;
ચેતી શકે તો હાંરે ચેતજોરે, ફરી કશાય ન દેયરે જબાપ. ઘેલા મન.
ગોફખી કરની ચાકરી રે, ખરા મહિનો ખાની;
જ્ઞાન ખડગ લે હાથમાં રે, જમનો શિર લે ન ધાની. ઘેલા મન.
બાંધી શકો તો બાંધજો રે, પાણી પહેલી પાળ;
છેલ્લે ક્યારે જળ વળ્યું રે, ગુણ ગાયે નરસૈંયો દયાળ. ઘેલા મન.

૧૦૨

નંદના નંદશું, નેહ જેને નહીં, તેરે માનવ ખર શ્વાન તોલે;
ભૂતળ ભાર કરવાને એ અવતરયા, પ્રેતની પેરે સંસાર ડોલે. નં.
દૃષ્ટીથકી ટળો, ભોગ તેના બળો, શિક્ષા પડો તેના મુખ માથે;
જીવત જન તે તો જમ જેવા જાણવા, પ્રીત નહિ જેહને કૃષ્ણ સાથે. નં.

કીર્તિ શ્રીકૃષ્ણની, જીભથી નવ ભણે, તેરે મુખે દેવરાય તાળું;
ભણે નરસૈંયો જેણે, હરિને જાણ્યા નહીં, તેહનું કુટુંબ સદાય કાળું. નં.

૧૦૩

અલ્યા નામ પામ્યો, પણ ચામતે નવ લહ્યા, વૈષ્ણવપદ કેરું બિરદ ઝાલે;
પુત્ર વિના જેમ, ઘર મધ્યે પારણું, વર વિના તે જેમ જાન મહાલે. ૧
વ્યાધિની વેદના, વિશ્વની ના ટાળે, ઠાલો ગગનમાં મેઘ ગાજે;
હરિને જાણ્યા વિના, હરિ કેરો જન થયો, વાત પકવાનથી ભૂખ ન ભાગે.
તું એમ જાણે જે, હરિજન હું થયો, વિષ્ણુપદ ગાઇ થયો ભકત ભવમાં;
કરણી તો કાગની, હોડ કરે હંસની, હંસને તો હસી કાહડે લવમાં ૩
પિંડમાં પ્રભુ પણ, પ્રગટ પેખે નહીં, ફોકટ ભમે તે દૂર ભાળે;
અગણિત બ્રહ્મનું, ગણિત લેખું કરે દુષ્ટ ભાવે કરી માળ ઝાલે. ૪
જો નિરાકારમાં જેહનું મન ગળે, ભિન્ન સંસારની ભ્રાંતિ ભાગે;
દાસ નરસૈંયો કહે, તેને ચરણે નમું, જ્ઞાન વિજ્ઞાનની જોત જાગે. ૫

૧૦૪ રાગ ધોળ.

ઘડપણ કેણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સૌ કાળ; ઘડપણ. ટેક.
ઉમરા તો ડુંગરા થયારે, પાદર થયાં પરદેશ;
ગોળી તો ગંગા થઇરે, અંગે ઉજળા થયા છે કેશ. ઘડપણ૦
નહોતું જોઇતું તે શીદ આવીયુંરે, નહોતી જોઇ તારી વાટ;
ઘરમાંથી હળવા થયારે, એની ખૂણે ઢળાવોને ખાટ. ઘડપણ૦
નાનપણે ભાવે લાડવારે, ઘડપણે ભાવે શેવ;
રોજને રોજ જોઇએ રાબડીરે, એવી બળીરે ઘડપણની ટેવ. ઘડપણ૦
પ્રાતઃકાળે પ્રાણ માહરારે, અન્ન વિના અકળાય;
નરના કહે મરતો નથીરે, તને બેશી રહેતાં શું થાય. ઘડપણ૦

દીકરા તો જુજવા થયારે, વહુઓ દે છે ગાળ;
દીકરીઓને જમાઇ લઇ ગયારે, હવે ઘડપણના શારે હાલ. ઘડપણું૦
નવ નાડો જુજવી પડીને, આવી પહોંચ્યો કાળ;
બૈરાં છોકરાં ફટફટ કરેરે, નાનાં બાળક દે છે ગાળ. ઘડપણું૦
અંતકાળે વળી આવીઆરે, દીકરા પધાર્યા દ્વાર;
પાંસળીએથી વાંસળીરે, પછી છોડીને આપી બા'ર. ઘડપણું૦
એવું સાંભળી પ્રભુ ભજોરે, સાંભરજો જગનાથ;
પરઉપકાર કીધે પામશોરે, ગુણ ગાય નરસૈયો દાસ. ઘડપણું૦

૧૦૫

સુખ દુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં. સુખ દુઃખ.
નળ રાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. સુખ દુઃખ.
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી. સુખ દુઃખ.
સીતા સરખી સતી નહીં, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી; સુખ દુઃખ.
રાવણ સરખો રાજીયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુંટાણી. સુખ દુઃખ.
હરિશ્ચંદ્રરાય સતવાદિયો, તારાલોચનિ રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નિચ ઘેર પાણી. સુખ દુઃખ.
શિવજી સરખા સતા નહીં, જેની પાર્વતી રાણી;
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી આણી. સુખ દુઃખ.

સર્વ દેવને જ્યારે ભિડ પડી, સમરયા અંતરજામી;
બાવટ બાંગી ભૂધરે, મહેતા નરસૈને સ્વામી. સુખ દુઃખ.

૧૦૬

જમો જમોરે જુગદાધાર, જુગતે જમાડું,
શામળીઆ સરજનહાર, રંગ ભરી રમાડું.
પુરીઓ સુંદર સાર, કુર કપુરે વાસી;
સીરાવો સાકર દૂધ, હરીની હું દાસી.
મારે ઘરે ધરી રહું હું, ઘી ભરી છે વાઢી;
હું ઠારૂં રે મારો હાથ, જીવન જમાડી.
પીરસું પીરસુંરે પોળી પાક, સુંવાળી સેવું છે;
મારૂં મંદિર જુઓ મહારાજ, જોવાને જેવું છે.
બેસો બેસો રે મંદિર માંહે, છોગલીયાં છોડીને;
શું કરશે દુરિજન લોક, મુખડાં મોડીને.
મારે નહિ રે કોઇનું કામ, કામ તમારૂં છે;
મારે તમ પ્રતાપે શ્યામ, સરવે સારૂં છે.
પીયો પીયોરે પૂર્ણાનંદ, જીવન જળ લોટા;
મુખવાસે બીડી પાન, ગગેરી મોટા.
નરસૈંયાના ઠાકોર ઠીક, મન મારૂં મોહ્યું છે;
શામળીયો જાણુ સુજાણ, સામું જોયું છે.

ગોપી. ૧૦૭ ( થાળ )

જાગોરે જશોદાજીના જીવણ, વહાણેલાં વાયાં;
તમારે ઓશીકે મારાં ચીર ચંપાયા—જાગોરે.
પાસુંરે મરડો તો વહાલા, ચીર લઉંરે તાણી.
સરખી સમાણી સૈયરો સાથે, જાવું છે પાણી—જાગોરે

પંખીડાં બોલેરે વહાલા, રજની રહી થોડી;
સેજલડીથી ઉઠો વહાલા, આળસડાં મોડી—જાગોરે
સાદડી પાડું તો વહાલા લોકડીઆં જાગે;
અંગુઠો મરડું તો પગના ઘૂઘરા ગાજે—જાગોરે
સાસુડી જાગેરે વેરણ, નણદી જાગે,
ઓ પેલી પાડોસણને ઘેર, વલોણું વાગે.—જાગોરે
જેને જેવો ભાવ હોય તેને, તેવુંરે થાએ;
નરસઇયાચા સ્વામી વિના રખે વહાણલું વાએ.—જાગોરે

ગોપી. ૧૦૮

જશોદાના જીવન ઉભા, જમનાને તીરે;
મોરલી વજાડે મોહન, મધુરી ધીરે,—જશોદા.
પીતાંબરની પલવટ વાળી, ઉર લટકે માળા;
કાનબીચ કુંડળ લટકે, દીસે રુપાળા—જશોદા.
પરભાતે ઉઠીને ગોપી, ગૌને હેરાવે·
ઓ કાનુડા? ઓ કાનુડા? કરીને બોલાવે—જશોદા.
આજ તો અમારી ધેને, દૂધ થોડેરાં દીધાં;
રખેરે શામળિયે વહાલે, દોહીને પીધાં.—જશોદા.
કૃ.—સાંભળરે સલૂણી સ્યામા, વાતલડી મારી;
તુજ સરખી સલક્ષણી છે, ગાવલડી તારી.—જશોદા.
કવિ.—એવાં એવાં વચન સુણી, ગોપી આનંદ પામી;
ભક્ત વત્સલ ભૂધરજી મળ્યા, મેહેતા નરસૈંના સ્વામી.—જશોદા.

ગોપી— ૧૦૯

હળવે હળવે હળવે હરજી, મારે મંદિર આવ્યારે;
મોટે મોટે મોટે મેં તો, મોતીડે વધાવ્યા રે.—હળવે.

કીધું કીધું કીધું મુજને, કાંઇક કામણુ કીધું રે;
લીધું લીધું લીધું મારું, ચિતડું ચોરી લીધું રે.—હળવે.
જાગી જાગી જાગી હું તો, હરિ મુખ જોવા જાગીરે,
ભાગી ભાગી ભાગી મારા, ભવની ભાવટ ભાંગીરે.—હળવે.
ફૂલી ફૂલી ફૂલી હુ તો, હરિ મુખ જોઇને ફૂલી રે;
ભુલી ભુલી ભુલી મારા, ઘરનો ધંધો ભુલી રે.—હળવે.
પામી પામી પામી હું તો, મહા પદવીને પામી રે;
મળિયો મળિયો મળિયો મેહેતા, નરસૈંયાચો સ્વામી રે.—હળવે.

**બાળ લીલા.** ૧૧૦

રાગ કેદારો ચરાચરી છંદ.

નંદનું આગણું પરમ રળીયામણું, સદાએ સોહામણું કૃષ્ણે કીધું;
માનો વૈકુંઠ કૈલાસ બ્રહ્માસદન, ઇંદ્રિ આસનથી અધિક સીધું.—નંદનું.
સકળ તીરથ વસે વાસ જાંહાં વિઠ્ઠલો, ઇશ અજ ઇંદ્રને દેવ સઘળા;
ભકત વિણુ ભુધરો વશ કોને નહિ, એકથી એક અધિક સબળા.—નંદનું
માત ઉભાં રહે, નાથ શું નયન હસે, ભકત વહાલા વસે પ્રેમ પ્રીતે;
નરસંઆચો સ્વામી નંદને આગણે, બાળ લીલા રચી એણી રીતે—નંદનુ.

૧૧૧

આવડી રાઢશી વિઠ્ઠલા તુજને, ગગનથી ઇંદુ કેમ આપું આણી;
કુંવર કાંઇ નવ લહે, વાત અવીનવી કહે, નોહે કાંઇ ટોપરું ગોળ ધાણી.
આંખે આંસુ ઢળે, ઇંદુ દેખી ચળે. ટળવળે મા કને માન મોગે;
રેરે રેહે રોતો તું રે જોતો ઘણું, રમને રમકડાં છે જે આગે.—આવડી.
ઇંદુ થયો અસ્તને રહે નહિ રાખીઓ, દધિ સુત પ્રગટ કરી આણી આપે;
નરસૈંઆચો સ્વામિ માંખણે ભોળવ્યો, સકળ વૈભવ તણો બંધ કાપે.—આ.

૧૧૨

માતા આગળ મોહન નાચે, આંગળીએ હરિ વળગ્યો રે;
વદન સકોમળ નિરખે જનુની, ક્ષણુ નવ મેલે અલગો રે—માતા.
મંદિરમાંથી મોદીક લાવી, માતા મુખ મેલંતી રે;
નાસી જાએ આઘો આવે, વાહી વાત કરંતી રે—માતા.
એમ કરી જુવતી જન આવ્યાં, રાવ કુંવરના કરવા રે,
નરસૈંયાચો સ્વામી નયન નચાવે, માનનીનાં મન હરવા રે-માતા.

રાગ-ધોળ. ૧૧૩ થાળ.

જમો તો જમાડું રે, જીવન મારા.
વાલાજી મારા, સોવણુ થાળ ભરી લાવું;
કાંઈ મોતીડે વધાવું રે, જીવન મારા.—
વાલાજી મારા ખાજાં જલેબી ને મેવા;
કાંઈ ધીરે ધીરે લેવા રે, જીવન મારા—
વાલાજી મારા શીરો પુરી ને કંસાર;
કાંઈ ઉપર ઘીની ધાર રે, જીવન મારા—
વાલાજી મારા, જમના જળ ભરી લાવું;
કાંઈ આચમન લેવરાવું રે, જીવન મારા—
વાલાજી મારા પાનની બીડીઓ આપું;
માંહી લવિંગ સોપારી નાખું રે, જીવન મારા—
વાલાજી મારા આવો તો આસન આપું,
વીજણીએ ઢોળું વાયુ રે, જીવન મારા—
વાલાજી મારા સુંદર સેજ સમારૂં
કાંઇ રંગભેર રમાડું રે, જીવન મારા—

વાલાજી મારા નરસંઈઆચા સ્વામી સંગ રંગ કીધો;
કાંઇ ભોગ ધરીને લીધોરે; જીવન મારા—

( પોપટ અને પ્રાણુને શિખામણુ ) ૧૧૪

રાગ વેરાવળ.

પઢોરે પોપટ રાજા રામને, સતી સીતા પઢાવે;
પાસે બંધાવી પાંજરું હીરા રત્ને જડાવે.—પઢોરે૦
પોપટ તારા કારણે, લીલા વાંસ વઢાવું;
તેનું ઘડાવું પાંજરું, હીરા રત્ને જડાવું.—પઢોરે૦
પોપટ તારા કારણે, શી શી રસોઇ બનાવું;
સાકરનાં કરી ચુરમાં, ઉપર ઘી પીરસાવું.—પઢોરે૦
પાંખ લીલી ને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો;
નરસૈંના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો.—પઢોરે૦

નરસિંહ મેહેતાની હુંડી. ૧૧૫

રાગ સોરઠ.

હું રે વાણોતર તારો શામળિયા, હું રે વાણોતર તારો રે;
પહેલે રે પાને લખો લક્ષ્મીવર, અનંતનો દાતારો રે.—શા.
આ કલજુગમાં પેઢી તમારી. ના ધરો અંગ ઉધારો રે;
નરસૈંયાના સ્વામીને કહેજો, હુંડી મારી શીકારો રે.—શા.

૧૧૬

શીકારજો શામળા આ સેવકની હુંડી, શામળશા શેઠ સુજાણ રે;
જો કાર જાશે વહાલા નરસૈંયા કેરું, તે પહેલા જાજો પ્રાણુ રે.—શી.
તેલ કઢામાંથી તાર્યો રે સુધન્વા, ગુણકાને ઓધારી રે;
મંજારી બચ્ચાં વહાલે બળતાં ઉગાર્યાં, એવી લીલા છે તમારી રે;

ધ્રુવ પ્રલ્હાદ અંબરિષ ઓધારિયા, ગૌતમ નારી તારી રે;
નારાયણનું નામ લેતાં અજામેળ તાર્યો એવી લીલા પર મેં વારી રે.-શી.
અધમ ઓધારણ, દુષ્ટ વિદારણ, ભક્ત વત્સલતા ભલી તારી રે;
નરસૈંયાની હુંડી સ્વીકારી, લજ્જા રાખજો મોરારી રે.-શી.

૧૧૭

અહો ભાઇ રે શાંતિ પમાડે તેને સંત કહીએ,
એના દાસના દાસ થઇને રહીએ, ઓ ભાઇરે શાંતિ પમાડે તેને સંત કહીએ.
વિદ્યાનું મૂળ જ્યારે ગુરુજી ના બતાવે, ત્યારે મેહેતાનો માર શીદ ખઇએ;
મલ્યો ગુરૂ ને બોધ ન દીધો, ત્યારે તેના ચેલા તે શીદ થઇએ—અહો.
કલ્પવૃક્ષ સેવે જ્યારે દારિદ્ર ઉભૂં રહ્યું, ત્યારે તેની છાંયે તે શીદ રહીએ;
મોટાની ચાકરીમાં ભૂખ ન ભાગે, ત્યારે તેની વેડે તે શીદ જઇએ.—અહો.
વૈદ્યની ગોળી ખાધે દુઃખ ઉભૂં રહ્યું, ત્યારે તેની ગોળી શીદ ખઇએ.
લીધા વળાવાને ચોર જ્યારે લૂંટે, ત્યારે તેની સંગે તે શીદ જઇએ—અહો.
નામ અમૃત મારે ગુરુજીએ બતાવ્યું; ત્યારે તે તો ચોંટયો છે મારે હૈયે;
મેહેતા નરસૈયાની વાણી મધુરી, શોધીને શરણે રહીએ.—અહો.

**નરસિંહ મહેતા કૃત પદ—પ્રભાત સંગ્રહ સમાપ્ત.**

# બ્રહ્માનંદ સ્વામીના બનાવેલા ભજનો.

પદ ૨૬ મું. ૧૧૮

ગઝલ–કવ્વાલી.

એસી કરી ગુરૂ દેવ દયા મેરા, મોહકા બંધન તોડ દિયા.–ટેક.
દોડ રહા દિન રાત સદા, જગ કે સબકાર વિહારણ મેં;
સ્વપ્ને સમ વિશ્વ દિખાય મુઝે, મેરે ચંચલ ચિતકો મોડ દિયા.–એ.
કોઇ શેષ ગણેશ મહેશ રટે, કોઇ પૂજત પીર પગંબર કો;
સબ પંથ ગરંથ છુડા કરકે, ઇક ઇશ્વર મેં મન જોડ દિયા.–એ.
કોઈ ઢુંડત હૈ મથુરા નગરી, કોઇ જાય બનારસ બાસ કરે;
જબ વ્યાપક રૂપ પિછાન લિયા, સબ ભર્મકા ભંડા ફોડ દિયા–એ.
કોન કરૂં ગુરુ દેવકી ભેટ, ન વસ્તુ દિસે તિહું લોકન મેં;
બ્રહ્માનંદ સમાન ન હોય કભી, ધન માણિક લાખ કરોડ દિયા;–એ.

પદ ૨૫ મું. ૧૧૯

ગઝલ કવ્વાલી.

દેદે પિયા દર્શન તો મુઝે, મૈં તો, શરણ તુમારી આય પડી;—ટેક.
માતા પિતા ઘર બાર તજા, તેરે કાજ મેરી સબ લાજ ગઇ;
મૈં તો છોડકે આશ સબી જગકી, તેરે દ્વાર પે ધ્યાન લગાય ખડી.–દે.
સબ જોબન કે દિન બીત ગયે, અબ મૈં મન પછતાય રહી;
કરૂણા કર અંગ લગાય મુઝે, તેરે સંગ વિના નહી ચૈન ઘડી.–દેદે.
મેરે જૈસી અનેક ખડી, દર પે તેરે દર્શન કો તરસાય રહી;
તેરી જાનકે દાસન દાસ મુઝે, મેરી પૂરણ કીજિયે આશ બડી–દેદે.
કર માફ કસૂર મેરે સબહી, અબ દેખ દયાકી નજરસે મુઝે;
બ્રહ્માનંદ તેરી સુખ ધામ છબી, પ્રભુ નિત્ય મેરે દિલ બીચ જડી–દેદે.

પદ ૨૪ મું. ૧૨૦

ગઝલ તાલ ધમાલ.

વિના સતુસંગતિ મેરે, નહી દિલકો કરારી હે—ટેક.
જગત કે બિચમેં આયા, મનુજકી દેહકો પાકર;
ફસાયા જાલ માયા કે, યાદ પ્રભુ કી બિસારી હે.—વિના.
સકલ સંસાર કે અંદર, નહી હિત કાર હે કોઇ;
નજર ફેલાય કર દેખા, સભી મતલબકી યારી હે.—વિના.
કિયે જપ નેમ તપ પૂજન, ફિરા તીરથકે ધામોં મેં;
ન જાના રૂપ ઇશ્વરકા, ઉમર સારી ગુજારી હે.—વિના.
ફટે અજ્ઞાનકા પડદા, કટે સબ કર્મકે બંધન;
વો બ્રહ્માનંદ સંતનકા, સમાગમ મોક્ષ કારી હે.—વિના.

પદ ૨૩ મું. ૧૨૧

ગઝલ ધમાલ તાલ.

દિલાદે નાથ અબ દર્શન, ખડાહું દ્વારપે આકર ?—ટેક.
સુના જગ બીચમેં તેરા, જબીસે નામ ભવતારણ;
ફિરા મૈં પૂછતા તેરી, ખબર કો જાગજા જાકર ?—દિ.
નહીં લાયક હું મેં ગરચે, તેરે દીદાર પાનેકા;
ક્ષમા કર દોષ કો મેરે, દયા દિલ બિચમેં લાગર ?—દિ.
ન માંગું ભોગ દુનિયાંકે, ન વાંછા મોક્ષકી કેવલ;
તેરે દરબાર મેં મુઝકો, બનાલે ચરણકા ચાકર.—દિ.
ન જાવું દ્વારકા નગરી, ન મથુરા ઢુંડને તુઝકો;
વો બ્રહ્માનંદ ઘટઘટમેં, દિખા દે રૂપ કરુણા કર.—દિ.

પદ ૨૨ મું. ૧૨૨

(રાગ સદર)

હેરી સખી ચલ લે ચલ, તું અબ દેશ પિયાકા દિખાય મુઝે.–ટેક.
ઢુંઢત ઢુંઢત ઢુંઢ ફિરી સબ, જંગલ ઝાડ પહાડનમેં
કોઇ એસા ન રાહ નજીર, મિલા પિયા કે ઢિગ દેત પુગાય મુઝે–હેરી.
ઉસ દેસકે મેં બલિહાર ગઇ, જહાં મોર પિયા નિત વાસ કરે;
સિર ધૂલ ધરૂં ઉસકે પગકી, જોઇ જાય કે આજ મિલાય મુઝે.–હેરી.
મછલી બિન નીર ન ધીર ધરે, જિમ ચાતક મેઘ નિહારત હૈ;
અબતો પિયા દર્શન દે અપના, કિસ કાજ રહે તરસાય મુઝે.–હેરી.
પિયાકી છબી સુંદર દેખ સખી, જહાં સૂરજ ચાંદ લજાય રહે;
બ્રહ્માનંદ મેં દામન ગીર તેરી, પિયા ચરણુમેં લિપટાય મુઝે.–હેરી.

પદ ૨૧ મું. ૧૨૩

ગઝલ કવ્વાલી.

(પ્રીત કે વાયદા કરકે પ્રીયા તુંને પ્રીત લગાના છોડ દીયાએ રાહ.)
ધ્યાન કા વેદા કર કે સજન તેંને, ધ્યાન લગાના છોડ દિયા ? ટેક
શીશ તલે પગ ઉપર થે; જબ માતા કે પેટમેં લેટ રહા;
તબ ઇશ્વર સોઇ કરાર કીયા, તેંને ભૂલ કે વો સબ તોડ દિયા.—
દેખ લુભાય ગયા જગકી, રચના સબ સુંદર સાજ બની;
ઉસ સર્જન હાર કી સાર નહી, તેંને ભોગન મેં મન જોડ દિયા.—
ઘર કાજન બીચ ફસાય રહા, દિન રાત ન મોતકી યાદ રહી.
ઉમરા સબ બીત જાય ચલી, તેંને કયોં પ્રભુ સે મુખ મોડ દિયા.—
બાર હી બાર ફિરા જમ ભીતર, જીવનકી સબ જુનનમેં;
બ્રહ્માનંદ ભજા ભગવંત નહી, ભુવસાગર મેં સિર બોડ દિયા. ધ્યાનકા

પદ ૨૦ મું. ૧૨૪

(રાગ સદર.)

મુઝે ક્યા કામ દુનિયાંસે, બિરહમેં મૈં દિવાના હું.—ટેક.
પ્યારેકી ખોજમેં નિશદિન, ફિરા જંગલ પહાડોંમેં;
પતા મુઝકો નહિ પાયા, બહુત દિનસેં હિરાના હું.—મુઝ૦
કિયે જપ નેમ તપ ભારી, ઉસે મિલનેકી લાલચ સેં;
મિલા દર્શન નહી મુઝકો, ગમીમેં મૈં સમાના હું.—મુઝ૦
કિસીને યોગ મન ભાવે, કિસીકો જ્ઞાનકી ચરચા;
પ્રેમ સાગરકે પાનીમેં, હમેશાં મૈં ડુબાના હું.—મુઝે૦
બસી દિલ બીચમેં મેરે, છબી દિલદારકી સુંદર;
વો બ્રહ્માનંદ તનમનકી, સુધી સારી ભુલાના હું.—મુઝે૦

પદ ૧૯ મું. ૧૨૫

(સદર)

મુઝે હૈ કામ ઇશ્વરસેં, જગત રૂઠે તો રૂઠ ન દે?—ટેક.
કુટુંબ પરિવાર સુત દારા, માલ ધન લાજ લોકનકી;
હરિ કે ભજન કરનેમેં, અગર છૂટે તો છૂટ ન દે,—મુઝે.
બેઠ સંગતમેં સંતનકી, કરૂં કલ્યાણ મેં અપના;
લોક દુનિયાંકે ભોગોંમેં, મૌજ લૂટે તો લૂંટ ન દે—મુઝે.
પ્રભુકે ધ્યાન કરનેકી, લગી દિલમેં લગન મેરે;
પ્રીત સંસાર વિષયોંસે, અગર ટૂટે તો ટૂટ ન દે.—મુઝે.
ધરી સિર પાપકી મટકી, મેરે ગુરુ દેવને ઝટકી;
વો બ્રહ્માનંદને પટકી, અગર ફૂટે તો ફૂટ ન દે?—મુઝે.

પદ ૧૮ મું. ૧૨૬

ગઝલ તાલ ધમાલ.

પિલાદે પ્રેમકા પ્યાલા, પ્રભુ દર્શન પિયાસી હું;—ટેક.
છોડ કર ભોગ દુનિયાંકે, યોગ કે પંથ મેં આઇ;
તેરે દીદાર કે કારણ, ફિરું બન બન ઉદાસી હું.—પિલાદે.
ન જાનું ધ્યાનકા ધરના, ન કરના ગ્યાન ચરચાકા;
નહી તપ યોગ હૈ કેવલ, તેરે ચરણોંકી દાસી હું.—પિલાદે.
ન દેખો દોષકો મેરે, દયાકી ફેર દષ્ટિકો
ન દુજા આસરા મુઝકો, તેરે દરકી નિવાસી હું—પિલાદે.
કોઇ બૈકુંઠ બતલાવે, કોઇ કૈલાસ પર્વતો કો;
વો બ્રહ્માનંદ ઘટ ઘટ મેં, રૂપ મેં વિલાસી હું.—પિલાદે.

૧૨૭

ગઝલ તાલ ધમાલ.

દિલા દે ભીખ દર્શનકી, પ્રભુ તેરા ભિખારી હું.—ટેક.
ચલા કર દૂર દેશન મેં, તેરે દરબાર મે આયા;
ખડા હું દ્વાર પે દિલમેં તેરી, આશકા ધારી હું ?—દિલાદે૦
ફિરા સંસાર ચક્કર મેં, ભટકતા રાત દિન વિરથા;
વિના દિદાર કે તેરે, હમેશાં મૈં દુખારી હું.—૦દિલાદે૦
તુંહી માતા પિતા બંધુ, તુંહીં મેરા સહાય હૈ;
તેરે દાસોં કે દાસન કે, ચરણકા સેવકારી હું—દિલાદે૦
ભરા હું પાપ દોષણ સેં, ક્ષમા કર ભુલ કો મેરી;
વો બ્રહ્માનંદ સુન બિનતી, શરણ મેં મૈં તુમારી હું.—દિલાદે૦

१२८

गझल ताल अमाल.

लगाले प्रेम ईश्वरसे, अगर तू मोक्ष च्हाता है ?—टेक.
रचा उसने जगत सारा, करे वो पालना सबकी;
वही मालीक है दुनियांका, पिता माता विधाता है ?—लगा.
नही पाताल के अंदर, नही आकाश के उपर;
सदा वो पास हैं तेरे, कहां ढुंडन को जाता है ?—लगा.
करो जप नेम तप भारी. रहो जाकर सदा बनमें;
बिना सत गुरुकी संगतसे, नही वो दिलमें आता है ?—लगा.
पडे जो शरणुमें उसकी, छोड दुनियांकी लालचको,
वो ब्रह्मानंद निश्चयसे, परम सुख धाम पाता है ?—लगा.

१२९

जंगला ताल ३.

आज सखी बिंद्राबनमें हरि,
रसभरी बैन बजावत है री ? टेक.—आज.
सात स्वर संग ताल मिलाकर, राग रागिनी गावत है री.—आज.
लंबी धुन सुनाय गोपियनको, जमुनातीर बुलावत है री.—आज
चांद चांदनी रात मनोहर, मिलकर रास रचावत है री.—आज.
ब्रह्मानंद दरसके कारण, सुर विमान चड आवत है री.—आज.

१३०

जंगलो ताल ३

कर्म कर्म क्या गावे मूरख, पुरुषार्थ कर होय सुखारो.—टेक.
परमेश्वरकी वस्तुन मांही, सबका है सम भाग तुमारो.—कर्म.

छह भोगे छह तरसे मन में पुरुषार्थ बिन जीव दुखारो.—कर्म.
आलससे निर्धन जन होवे, कर्मन का नहि दोष बिचारो.—कर्म.
ब्रह्मानंद करो पुरुषार्थ, लेकर के जगदीश सहारो—कर्म.

१३१

प्रभु मेरी नैयाको पार उतारो,

मैं तो डूबत हुं मझ धारो.-प्रभु.

भवसागर जल दुस्तर भारी, सुझत नाही किनारो;
बिच समुंदर गोते खावे, बिन खेवट भय भारो.-प्रभु.
लंबी लहर उठें पलपलमें, नही जल थल आ धारो;
परबल पवन चले निश वासर, चहुं दिश घोर अंधारो.-प्रभु.
आह भयंकर फाडफाड मुख, सन्मुख होत हजारों;
घेर घुमेर पडें बहु भारी, कैसे हो निस्तारो.-प्रभु.
हाथ पैरमें जोर न मेरे, नहि कोई संग सहारो;
ब्रह्मानंद भरोसो तेरो, अब नहि देर विचारो.-प्रभु.

१३२

गझल धमाल.

अगर है मोक्षकी वांछा, छोड दुनियांकी यारी है.—टेक.
कोइ तेरा न तुं किसीका, सब मतलबके है साथी;
फसा कयों जाल माया के, काल सिर पेर सवारी है—अगर.
बैठ संगत में संतनकी, रूप अपनेको पहेचाने;
तजो मद लोभ हंकारा, करो भक्ति पीयारी हैं—अगर०
बसो एकांतमें जाकर, धरो नित ध्यान ईश्वरका;
रोक मनकी चपलताइ, देख घटमें उजारी है.—अगर०

જલાકર કર્મકી ડેરી, તોડ માયા કે બંધનકો;
બ્રહ્માનંદમેં મિલો જાકર, સદા જો નિર્વિકારી હૈ.—અગર૦

૧૩૩

ગઝલ ધમાલ.

અગર હૈ પ્રેમ મિલનેકા, તો દુનિયાંસે ક્યું શરમાવે; ?
પિતા પ્રલ્હાદકો મારા, નામ હરિકા ન છોડા હૈ.
પ્રભુ રક્ષા કરે જિનકી, તો મનમેં કૌન ડરપાવે ?—અગર.
ચલા બનમેં તપસ્યાકો, મના ધ્રુવકો કિયા રાજા;
લગન જિસકો લગી પૂર્ણ, ઉસે ફિર કૌન અટકાવે.—અગર.
સમાકે બીચ દ્રુપદીને, પુકારા નામ માધવકા;
ભરોસા હૈ જિસે હરિકા, કયોં દૂજેકી શરણ જાવે.—અગર.
સદા સતસંગમેં જાકર, કરો હરિકા ભજન પ્યારે;
વો બ્રહ્માનંદ જાતા હૈ, વકત ફિર હાથ ના આવે—અગર.

૧૩૪

ગઝલ ધમાલ.

શરણ મેં આપડા તેરી, પ્રભુ મુઝકો ભુલાના ના ?—ટેક.
તેરા હૈ નામ દુનિયાંમે, પતિત પાવન સભી જાને,
દેખકર દોષકો મેરે, નજર મુઝસે હટાના ના ?—શરણમેં.
કાલકી હૈ નદી ભારી, બહા જાતા હું ધારા મેં;
પાકડલે હાથ અબ મેરા, નાથ દેરી લગાના ના ?—શરણમેં.
ભગત તેરે હૈં બહુતેરે, કરેં સુમરણ સદા મનમેં;
જાનકર દાસ દાસનકા મુઝે ઉનસે છુડાના ના ?—શરણમેં
તેરા હૈ રૂપ અવીનાશી જગત સારે મેં હૈ પૂરા;
વો બ્રહ્માનંદ નૈનનસે મેરે, કબહૂં છિપાના ના ? શરણમેં.—

## ૧૩૫

### ગઝલ ધમાલ.

નજર ભર દેખ લે મુઝકો, શરણુ તેરી મૈં આયા હું ?–ટેક.
કોઇ માતા પિતા બંધુ, સહાયક હૈ નહી મેરા
કામ અરુ ક્રોધ દુશમનને, બહુત દિનસે સતાયા, હું–નજર.
ભુલાકર યાદકો તેરી, પડા દુનિયાંકી લાલચમેં
માયાકે જાલમેં ચારોં, તરફસે મૈં ફસાયા હું.–નજર
કર્મ સબ નીચ હૈં મેરે, તુમ્હારા નામ હૈ પાવન;
તારા સંસાર સાગરસે, ગહન જલમેં ડુબાયા હું–નજર.
છુડાકર જન્મ બંધનસે, ચરણમેં રાખ લે અપને;
વો બ્રહ્માનંદ મૈં મનમેં, યેહી આશા લગાયા હું.–નજર.

## ૧૩૬

### ગઝલ તાલ ધમાલ.

મિલાદો શામસે ઊધો તેરા. ગુણુ હમ ભી ગાવેંગી ?—ટેક.
મુકટ સિર મોર પંખનકા, મકર કુંડલ હૈં કાનોં મેં;
મનોહર રૂપ મોહનકા, દેખ દિલકો રિઝાવેંગી.—મિલા૦
હમનકો છોડ ગિરધારી, ગયે જબસે નહી આયે;
ચરણમેં શીશ ધર કરકે, ફેર ઉનકો મનાવેંગી.—મિલા૦
પ્રેમ હમસેં લગા કરકે, બિસારા નંદ નંદને;
ખતા ક્યા હો ગઇ હમસે, અરજ અપની સુનાવેંગી.—મિલા૦
કભી ફિર આય ગોકુલમેં, હમે દર્શન દિખાવેંગે;
વો બ્રહ્માનંદ હમ દિલોંસે નહી ઉનકો ભુલાવેંગી.—મિલા૦

૧૩૭

ગઝલ તાલ ધમાલ.

કરો હરિકા ભજન પ્યારે, ઉમરિયા બીત જાતી હૈ !—ટેક.
પૂર્વ શુભ કર્મ કર્મ આયા, મનુજ તન ધરણીમેં પાયા;
ફિરે વિષયોંમેં ભરમાયા, મૌત નહિ યાદ આતી હૈ ?—કરો.
બાલાપન ખેલમેં ખોયા, જોબનમેં કામ વશ હોયા;
બુઢાપે ખાટ પર સોયા, આશ મનકો સતાતી હૈ ?—કરો.
કુટુંબ પરિવાર સુત દારા, સ્વપન સમ દેખ જગ સારા;
માયાને જાલ બિસ્તારા, નહી યહ સંગ જાતી હૈ ?—કરો.
જો હરિકે ચરણુ ચિત્ત લાવે, સો ભવસાગરકો તર જાવે;
બ્રહ્માનંદ મોક્ષ પદ પાવે, વેદ વાણી સુનાતી હૈ ?—કરો.

૧૩૮

( ગઝલ તાલ ધમાલ. )

જતન કર આપના પ્યારે, કર્મકી આશ મત કીજે ?–જતન
મનુજકી દેહ ગુણકારી, અકલ પશુવોંસે હૈ ન્યારી;
ઇશ્વરકી હૈ દયા ભારી, ફેર કયાં માંગ કર લીજે ?–જતન.
આલસસેં મૂઢ દુઃખ પાપે, કર્મ કા દોષ બતલાવે;
ન ગુણકો સીખને જાવે, રાત દીન સોચમાં છીજે ?–જતન.
કર્મકે ઓસરે સોવે, નીચ દશા ઉસકી હોવે;
લોક પરલોક સુખ ખોવે, જતન બિન કોન પર તીજે ?–જતન.
કરો વિધિસે જતન ભાઈ, સફલ સબ કામ હો જાઇ;
વો બ્રહ્માનંદ સુખ પાઇ, ધીરજ મનકો સદા દીજે ?–જતન.

૧૩૪

( રાગ સહર )

સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હો તો એસા હો ?
હરે સબ દુઃખ ભકતન કે, દયાકર હો તો એસા હો ?
શિખર કૈલાસ કે ઉપર, કલ્પતરુ વોંકી છાયામેં;
રમે નિત સંગ ગિરિજાકે, રમણુધર હોતો એસા હો ?
શીશ પર ગંગકી ધારા, સુહાવે ભાલમેં લોચન;
કલા મસ્તકમેં ચંદરકી, મનોહર હોતો એસા હો ?
ભયંકર જહર જબ નિકલા, ક્ષીરસાગરકે મંથનસે;
ધરા સબ કંઠમેં પીકર, વિષંધર હોતો એસા હો ?
સિરોંકો કાટકર અપને, કિયા જબ હોમ રાવણુને;
દિયા સબ રાજ્ય દુનિયાંકા, દિલાવર હોતો એસા હો ?
કિયા નંદીને જા બનમેં, કઠિન તપ કાલકે ડરસે;
બનાયા ખાસ ગણુ અપના, અમરકર હોતો એસા હો ?
બનાયે બીચ સાગરમેં, તીન પુર દત્ય સેનાને;
ઉડાયે એકહી શરમેં ત્રિપુરહર હોતો એસા હો ?
દક્ષકે યજ્ઞમેં જાકર, તજી જબ દેહ ગિરિજાને;
કિયા સબ ધ્વંસ પલભરમેં, ભયંકર હોતો એસા હો ?
દેવ નર દૈત્યગણુ સારે, જપેં નિત નામ શંકરકા;
વો બ્રહ્માનંદ દુનિયાંમેં, ઉજાગર હોતો એસા હો ?

૧૪૦

ગઝલ તાલ ધમાલ.

કૃષ્ણ ઘર નંદ કે આયે, સિતારા હો તો એસા હો?
કરેં સબ પ્રેમસેં દર્શન, દુલારા હો તો એસા હો?—ટેક.
બકાસુરકો મસલ ડારા, પૂતના જાનસે મારી;
કંસકો કેશસેં ખેંચા, ખિલારા હો તો એસા હો?—
કૂદ પાનીકે અંદરસે, નાગકો નાથ કર લાયે;
ચરણ ફૂણ ફૂણપે ધર કરકે, નચારા હો તો એસા હો?—
તીર જમુનાકે જાકર કે, બજાઇ બંસરી મોહન;
ચલી ઘર છોડ વ્રજનારી, પિયારા હો તો એસા હો?—
રચાઇ રાસ કુંજનમેં, મનોહર રૂપ બન કરકે;
દેવ દર્શનકો ચલ આયે, દિદારા હો તો એસા હો?—
ગયે જબ છોડ ગોકુલકો, નહી ફીર લોટ કર આયે;
સખા રોતી રહી બનમેં, કિનારા હો તો એસા હો?—
પૂરી દ્વારા વતી જાકર, મહલ સોનેકા બનવાયો;
હજારો રાનિયાં બ્યાહી, પસારા હો તો એસા હો?—
કુરુ પાંડવ લડે રણમેં, જીત અર્જુન કી કરવાઇ;
બચાઇ લાજ દ્રુપદીકી, સહારા હો તો એસા હો?
ઉતારા ભાર ભૂમિકા, સિધાયે ધામ અપનેકો;
વો બ્રહ્માનંદ દુનિયાંસે, નિયારા હો તો એસા હો?—

૧૪૧

(રાગ સદર.)

પ્રભુ સબમેં સમાયા હે, સમાના હો તો એસા હો?
કરી સબ વિશ્વ કી રચના, રચાના હો તો એસા હો?—ટેક

બિના સામાન બા હિર કે, બિના હથીયાર કે કોઇ,
બનાયે હૈં ભુવન સારે, બનાના હો તો એસા હો ? ૧
બીજ સેં દેહકી પૈદા, બદન સેં બીજ કા હોના;
ચલાયા ચક્ર દુનિયાંકા, ચલાના હો તો એસા હો ? ૨
કોઇ પાતાલ કે નીચે, બસાયા જીવ ભૂતલ મેં.
કોઇ આકાશ કે ઉપર, બસાના હો તો એસા હો ? ૩
ચાંદ સૂરજ વા તારો; કે ફિરેં આકાશમે મંડલ;
બિના આધાર કે કોઇ, ફિરાના હો તો અસા હો ? ૪
બનાઇ દેહ માનુષ્યકી, દિયે સબ ભોગ કે સાધન;
બિના ઉપકાર કે કરૂણા, નિધાના હો તો એસા હો ? ૫
ચરાચર સર્વ જીવનકી, કરે નિત પાલના પોષણ;
સકલ સંસાર કા માલિક, કહાના હો તો એસા હો ? ૬
જગત કે આદિશે, પહેલ રહે મૌજૂદ આખિરમેં;
પિતા સંસાર સારે કા, પુરાણા હો તો એસા હો ? ૭
શરણમેં જીવ જો આવે. મિટે સબ જાલ માયા કે;
વો બ્રહ્માનંદ બંધનસે, છુડાના હો તો એસા હો ? ૮

૧૪૨

( રાગ સદર. )

રામ દશરથકે ઘર જન્મે, ધરાના હો તો એસા હો ?
લોક દર્શનકો ચલ આયે, સુહાના હો તો એસા હો ?—ટેક.
યજ્ઞકે કામ કરનેકો, મુનીશ્વર લે ગયા બનમેં;
ઉડાયે શીશ દૈત્યનકે, નિશાના હો તો એસા હો ?
ધનુષકો જાયકર તોડા, જનકકી રાજધાનીમેં;

ભૂપ સબ મનમેં શરમાયે, લજાના હો તો એસા હો ?
પિતાકી માન કે આજ્ઞા, રામ બનકો ચલે જબ હી;
ન છોડા સંગ સીતાને, જનાના હો તો એસા હો ?
પિયાકો લે ગયા રાવન, બના કર વેષ જોગીકા;
કરાયા નાશ સબ અપના, દિવાના હો તો એસા હો ?
પ્રિત સુગ્રીવસે કરકે, ગિરાયા બાનસે બાલી;
દિલાયા નાર ફીર ઉસકી, યરાના હો તો એસા હો ?
ગયા હનુમાન સીતાકી, ખબર લેનેકો લંકા;
જલા કરકે નગર આયા, સિયાના હો તો એસા હો ?
બાંધ સેતુ સમુંદરમેં, ઉતારા પાર સેનાકો;
મિટાયા વંશ રાવણકા હરાના હો તો એસા હો ?
રાજ્ય દેકર બિભિક્ષણકો, અયોધ્યા લોટ કર આયે;
વો બ્રહ્માનંદ બલ અપના, દિખાના હો તો એસા હો ?

૧૪૩

જંગલો તાલ.

નારાયણ જિનકે હિરદેમેં, સો કછુ કર્મ કરે ન કરે રે.—ટેક.
નાવ મિલી જિસકો જલ અંદર, બાહુસે નીર તરે ન તરે રે—ના.
પારસમણી જિનકે ઘર માંહી, સો ધન સંચ ધરે ન ધરે રે—ના.
સૂરજકો પ્રકાશ ભયો જબ, દીપક જોત જરે ન જરે રે—ના.
બ્રહ્માનંદ રૂપ નિજ જાનો, કાશીમેં જાય મરે ન મરે રે—ના.

# ઘર ઘરનો શણગાર.

# ચતુર સુંદર સ્ત્રી વિલાસ.

અથવા

## મનહર સરળ ગરબાવળી.

---

જેની અંદર ઉપયોગી ગીતો, ગઝલો, ગાયનો તથા ગરબાઓ અને સંખ્યાબંધ કવિતાઓ પ્રસંગ પ્રસંગાનુસાર સ્વચ્છ અને સુંદર સફાઇદાર છાપની ઉત્તમ ગ્લેઝડ કાગળ આર્ટપેપરનું સચિત્ર પુંઠું જેને જોતાંજ મન મોહીત થઇ જાય છે. અદ્યાપી સુધી નહી બહાર પડેલી તદ્દન નવિન સેંકડો અમદાવાદની પ્રસિદ્ધ થયેલી એજ નામની બુકોનાં માન ઉતારનારી આ એકજ રસીલી ગરબાવળી પ્રગટ થઇ છે. કામ કેટલું સરસ છતાં જુજજ કીંમત રાખી છે. જો એવડીજ નવલકથા એવી રીતે પ્રગટ થઇ હોય તો રૂપીઆ બે કીંમત બીજા બુકસેલર રાખવા ચુકે નહી છતાં આ ઉપયોગી સુંદર પુસ્તકનો વધુ પ્રચાર કરવા માટેજ આ જુજ કીંમત રાખેલી છે.

કીંમત માત્ર બાર આના વી૦ પી૦ ખરચ જુદું.

પ્રકાશક:—

" ગુજરાતી " સાહિત્ય મંદિર

સલાબતપુરા, સુરત.

દરેક જાતનાં પુસ્તકો હમારે ત્યાં કીફાયતે મળે છે.

---


આ પુસ્તકના પાના ૧ થી ૭૬ સુધી સુરત રૂવાળાના ટેકરા ઉપર આવેલ "લક્ષ્મી પ્રિન્ટીંગ પ્રેસ"માં હીરાલાલ ચંદુલાલે છાપ્યાં તથા પાના ૭૭ થી અને મુખ પૃષ્ઠ સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા "શ્રી અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યાં.